

॥ હરિ ૐ ॥

# પ્રેમવાણી ભજનમાળા

## ભાગ ૪ થો.

### ૧ ૐ સતગુરૂ પ્રસાદ.

પદ—રાગ—હરિભજતાં હજુકોઇની લાજ જતાં નથી જાણીરે;
એ રાગ.

ગુરૂજી બાંહે ગ્રહ્યાની લાજ, તમારે હાથે રે;
મેં તો જોડી પુરણ પ્રિત, ગુરૂજીની સાથે રે. ૧

ગુરૂજી ભવરે સાગરની માંહ્ય, નાવ છો અમારે રે;
ખેવટીયા ગુરૂ દયાળ, ઉતારો ભવપારે રે. ૨

ગુરૂ અમે પામર અધમ અજાણ, આપોને બુદ્ધિ રે;
તમે અંતરની જાણનાર, કાપોને કુબુદ્ધિ રે. ૩

ગુરૂ હેત કરીને હરિ રસ, પ્રિત્યે મુને પાજો રે;
મારે અંત સમાની માંહ્ય, દરશન આવી દેજો રે. ૪

ગુરૂજી હું છું પતીત અનાથ, સાથે મુને રાખો રે;
મારો અપરાધ કરજો માફ, બંધન મારૂં કાપો રે. ૫

ગુરૂ તમે છો ગરીબનીવાજ, દયા દીલે લાવો રે;
મારી કરણી ન જોશો મહારાજ, મંદિર મારે આવોરે. ૬
ગુરૂ તમે ભક્ત વત્સલ ભગવાન, ભાવના ભોગી રે;
થાઓ પ્રેમ તણે રે વસ, સાચાના સંજોગી રે. ૭
ગુરૂજી તમે માતને તાત, સાચા સગા મારે રે;
અરપી તન મનને ધન, આવ્યો શર્ણે તમારે રે. ૮
ગુરૂજી જેમ રાખો તેમ રહીશ, મુસ્તક સોંપ્યું તમને રે;
જીવન મરણ તમારે હાથ, પતીજ આવી અમને રે. ૯
ગુરૂજી તારો ડુબાવો કે મારો, અમે તો તમારાં રે;
જન્મો જનમ રહેજો પ્રિત, થાય કારજ મારાં રે, ૧૦
ગુરૂની જોઉં નહિ નાત જાત, ગુણ અવગુણ કરો રે;
મારા મોક્ષ તણા દાતાર, દોષ સ્વપ્ને ના ધરો રે. ૧૧
ગુરૂના ગુણતણો નહિપાર, બદલો ન આપી શકું રે;
આપ્યું આતમજ્ઞાન ભંડાર, ઝાઝું હું શું લખું રે. ૧૨
ગુરૂની ભાવેકરૂં નિત્ય સેવા, લોક લાજ મેલી રે;
કરજોડી કહે સોમદાસ, સંકટમાં થજો બેલી રે. ૧૩



## ભજન ૨ જું–રાગ ઉપરનો.

મારા સદ્ગુરૂ દીન દયાળ, શરણ તમારૂં રે,
રાત દિવસ હ્રદિયા માંય, ઘડી ન વિસારૂં રે. ૧
જ્યાં જોઉં ત્યાં ગુરૂ દેવ, નજરોમાં ભાળું રે;
હું તો ઘેલી ફરૂં ઘરમાંય, મોહ્યું મન મારૂં રે. ૨
મેં તો ઘરબારનું કામકાજ, સરવે વિસાર્યું રે;

બીજું સુઝે નહિ મને કાંય, ધરૂં ધ્યાન તમારૂં રે. ૩
ખાવું પીવું લેવું ને દેવું, કશું મને ના ગમે રે;
દુરિજનથી રહું ઉદાશ, ગુરૂ સંગે મન રમે રે. ૪
આતે સાચું થયું કે સ્વપ્નું, કોને જઈ કહીયે રે;
ગુરૂએ મારેલ શબ્દનાં બાણુ, મનમાં સમજી રહીયે રે. ૫
ભલે ગાંડો કહેશે કે ડાહ્યો, મન જેનું માને રે;
આતો ઘાયલ કેરાં દુઃખ, ઘાયલ હોય તે જાણે રે. ૬
પુત્રવંતી પ્રસવનું દુઃખ, તે સઘળું જાણે રે,
વંઝાને નહિ અનુભવ, આડું અવળું તાણે રે. ૭
હોય પરણેલી જે બાળા, પતીનું સુખ માણે રે,
કુંવારીને નહિ તલભાર, તે સુખને ન જાણે રે. ૮
પૂર્વ જનમના લખિયા લેખ, ગુરૂ આવી મળિયા રે;
મારાં જન્મ મરણનાં દુઃખ, હવે તો ટળિયાં રે. ૯
દાસ સોમો કહે કરજોડ, ગુરૂની બલિહારી રે,
આ ભવસાગરની માંય, લીધો મને તારી રે. ૧૦



## ભજન ૩ જું રાગ ઉપરનો.

ગુરૂજી દર્શન દ્યો એકવાર, ગયા કયાં નાશી રે,
આવું ના ઘટે મારા નાથ, તલસે છે આ દાશી રે. ૧
ગુરૂ અબળા ઉપર આવો રોષ, ઘટે ના તમને રે;
અમે બાળક બુદ્ધ અજાણુ, દર્શન દો અમને રે. ૨
મારી ભુલચુક કરજો માફ, કસૂર અમારી રે;
હું પતીત છું અનાથ, શરણુ તમારી રે; ૩.

મારૂં સગું નથી જગમાં કોય, જોયું મેં વિચારી રે;
માતપિતા સુતને નાર, સ્વારથની કરે યારી રે, ૪
જગતની જુઠી દેખી પ્રિત, દુઃખ ભાળ્યું એમાં રે;
મેંતો છોડયો સૌનો સ્નેહ, આવ્યો ગુરૂચરણમાં રે. ૫
ગુરૂ અંત સમાની માંય, થાજો તમે બેલી રે;
દાસ સોમો કહે કરજોડ, અરજ મારી છેલી રે. ૬



## પદ ૧ રાગ ગજલ.

પ્રભાતના પહોરમાં ઉઠી, લેવું નિત્ય નામ પ્રભુનું ટેક.
પ્રભુના નામનો મહિમા, મોટો છે જાણજો પ્રાણી;
વદે એમ વેદની વાણી, કહ્યું જો સંતનું માનું. પ્રભાત૦ ૧
પ્રભુના નામથી મહા, સમુદ્રમાં તર્યાં પથરા;
પ્રભુનું નામ જપવાથી; છે આ સંસાર તરવાનું. પ્ર૦ ૨
પ્રભુના નામથી પ્રહ્લાદ, બળતા સ્થંભથી બચ્યો;
હિરણ્યકંશ મારવા પ્રભુએ, ધાર્યું છે રૂપ નરસિંહનું. પ્ર૦ ૩
પ્રભુ નામથી અજામેળ, જમના હાથથી છુટયો;
જુઓ હરિ નામનો પ્રતાપ, આવ્યું વૈમાન સ્વર્ગનું. પ્ર૦ ૪
પ્રભુના નામથી ગુણકા, અધમ ઓધરી, જગમાં;
ગજને હરિએ છોડાવ્યો, છેદું મુસ્તગ મગરનું. પ્ર૦ ૫
ઘણા પતીતને તાર્યાં, હરિનું ભજન કરવાથી,
એવી હરિ નામની સીદ્ધી, જો હોય પુણ્ય પૂરવનું. પ્ર૦ ૬
પૂરવનું પુણ્ય જો પ્રગટે, જીભે હરિ નામ તો આવે;
અકરમી હોય અભાગી, ભાવે નહિ નામ પ્રભુનું. પ્ર૦ ૭

હરિના નામની સીદ્ધિ, ચમત્કાર હરિનો;
સંકટમાં સહાય તે કરશે, એવું છે નામ ઇશ્વરનું. પ્ર૦ ૮
જેણે સદ્દગુરૂ સેવ્યા હોય, તે હરિનામને જાણે;
સોમા હરિ નામનું ત્યારે, તને પારખું જડવાનું. પ્ર૦ ૯



## ગજલ ૨ જી—રાગ ઉપરનો.

પતિવ્રતા હોય કોઈ નારી, પતીને પ્રભુ તે જાણે. ટેક.
પતી વિના અવર ના પેખે, ન આવે કોઇ તેની લેખે;
બીજાનું મુખના દેખે, તે સ્વર્ગ સુખને માણે. પતિવ્રતા. ૧
પતીની સેવામાં નિત્યે, રહે હાજર તે પ્રિત્યે;
વરતે નેમ એક ચિતે. તેને સૌ લોક વખાણે. પતિવ્રતા. ૨
પતીને આવતા દેખી, રહે પ્રસન્ન મન પેખી;
હઝાર કામને નાખી, વરતે મરજી પ્રમાણે. પતિવ્રતા. ૩
પ્રભાતના પહોરમાં ઉઠે, પતીને પ્રેમથી પુછે;
તમારે જમવું શું છે, કહ્યું વચન તે માને. પતિવ્રતા. ૪
પતીના દુ:ખમાં દુ:ખી, પતીના સુખમાં સુખી;
પતિવ્રતા ધર્મની ભુખી, જગતમાં નારી તે જાણે. પતિવ્રતા. ૫
સોમો કહે ભક્તિ તે સાચી, પતીના સંગમાં રાચી;
ઝીતી જક્તની બાજી, કહ્યું આ વેદ પ્રમાણે. પતિવ્રતા. ૬



## ગજલ ૩ જી—રાગ ઉપરનો.

વિધવા બાઇને કહીએ, ન કરવો સંગ પુરૂષનો. ટેક.

વિધવા હોય જો બાળા, તેને બહુ કરવા નહિ ચાળા;
વસ્ત્ર પહેરવાં નહિ સારાં, મોહિત ધર્મ છે મનને. વિ૦ ૧
એકાંત દેશના માંહી, કદીએ બેસવું નાંહી,
હોય ભાણેજ કે ભાઈ, નહિ ભરોંસો દીએરને. વિ૦ ૨
અરે બધો ભવ બગાડે, પિયરના લોક લજાડે;
સસરાને નિચું દેખાડે, બગાડે ધર્મ પોતાને. વિ૦ ૩
કદી જો થાય મુખ કાળું, બીજું સુઝે નહિ બારૂ;
આથી મરવું ઘણું સારૂ, સુઝે કમોત કરવાને. વિ૦ ૪
ઘડીમાં કાયા વટલાવે, પરાયા સંગમાં ખાવે;
મનમાં વિચાર ન આવે, મિથ્યા સુખ માણવાને. વિ૦ ૫
પાપ કર્મ જે કરશે, તેવાં ભોગવવાં પડશે;
અંતે મહા દુઃખી થઈ મરશે, તેમાં નહિ ફેર પડવાનો. ૬
જો હોય ચતુર કે શાણી, ભણેલી શાસ્ત્રની વાણી;
ચંચળતા મનની જાણી, નહિ વિશ્વાસ નારીને. વિ૦ ૭
જેવાં તમે કૃત્યને કરશો, એવાં સો પ્રભુ તો જાણે;
લખાશે ધર્મના પાને, ખાશો માર જમડાને. વિ૦ ૮
અરે આ જીવ પાપીને, તમે સમજાવીને વારો;
સુધરશે ધર્મ તમારો, એ ઉપાય તરવાનો. વિ૦ ૯
**સોમાની** શીખ ઉર ધારો, સંતના વચનને પાળો;
આવ્યો છે અવસર આ સારો, તજો તમે સંગ કુસંગને.૧૦



## ગજલ ૪ થી. રાગ ઉપરનો.

પરાઇ નારને દેખી, નહિ કોઈ દિલકુ લોભાના. ટેક,
નહિ ખાના પીના ભાવે, રાત ભર નિંદ ના આવે;
નહિ આના જાના ફાવે, અહોનીશ જીવકું જલાના. પરાઇ ૧
ઘરકા માલ ધન સારા, ખાજાવે પરદારા;
પિછે તુઝકો કરે ન્યારા, આખિર બહોત પસ્તાના. પરાઇ ૨
બુદ્ધિ બળ આયુ સબ જાવે, જ્ઞાન ધ્યાન ના આવે;
હરિકા ભજન ના ભાવે, વિષયા પુરમેં વહેજાના પરાઈ ૩
જગતમેં આબરૂ જાવે, કોઈ વિસવાસ ના લાવે;
વિહારમેં દુઃખકું પાવે, જીવત નર્કમેં જાના. પરાઇ. ૪
પરાઈ નાર છે બુરી, ભરેલી ઝેરની છુરી;
સોમા કર મનથી દુરી, ભજો શ્રીનાથ ભગવાના. પરાઇ. ૫



## ગજલ ૫ મી. રાગ ઉપરનો.

પરાઈ નાર દુઃખ દાઇ, સમઝ કર દેખ લે પ્યારા. ટેક.
મીઠા મીઠા શબ્દોને બોલી; ખાવે ધન માલ સબ ફોલી;
ઉપજાવે કામની હોલી, ચુશી લેવે બદન સારા. પરાઈ૦ ૧
દયાકી હીણુ સબનારી, કરે પરપંચ છલ ભારી,
મુખેથી જુઠ બોલનારી; કરે પુરૂષકો ખુવારા. પરાઈ. ૨
શુરી પાપ કર્મ કરવામેં, ભરપુર પેટ ભરવામેં;
રાજી વસ્ત્ર પહેરવામેં, અહોનીશ કરે વો ચાળા. પરાઈ. ૩
પુરૂષકા મનકું મોહાવે, નારી જારીમેં ફસાવે;
ઇસિમેં આબ્રુ બી જાવે, મુરખ હોવે નહિ ન્યારા. પરાઈ. ૪

નારીના મનના વિચારો, સદા તમે ખોટા સહુ ધારો;
એછે નાગ તો કાળો, ચઢાવે વિષની જ્વાળા. પરાઈ. ૫
ભરોંસે નારીના રહેવે, તે નરકેં ખરાબ કર દેવે;
સોમો છાયા નહિ લેવે, કરે નિત્ય જ્ઞાન વિચારા. પરાઈ. ૬



## ગજલ. ૬ ઠી. રાગ ઉપરનો.

તજો પરનારની પ્રીતિ, ચહો નિત્ય સુખ જો પ્યારા. ટેક
દશાનન લંકાનો પતી, ઘેર મંદોદરી સતી;
સીતાપર બીગડી મતી, ગયા લંકાગઢ સારા. તજો૦ ૧
દુર્યોધનકી મતિ થોડી, હુતી સો ભાઈકી જોડી;
ગયા રાજપાટ સબ છોડી, રણ ભૂમિમેં સંહારા. તજો૦ ૨
કેચાકીચ હુતો બહુ કામી, પાંડવ-દ્રૂપદીકા સ્વામિ;
દીનાસો ભાઈકું હોમી, ભીમે અગ્નિમેં જારા. તજો૦ ૩
પરાઇ નારમેં દુઃખભારી, જોયું મેં મનથી વિચારી;
સોમા તજો નારિકી યારિ, ચહો કલ્યાણ તુમ્હારા. તજો૦૪



## ગજલ ૭ મી. રાગ ઉપરનો.

જેવી પરનારમેં પ્રીતિ, એવી કરો ભજનસે પ્યારા. ટેક.
દુર્લભ માનુષ્ય તન પાયા, કે ભારત ભૂમિમેં આયા;
અબતો ખોજી લે કાયા, તેરે ઘટ માંહી કીરતારા. જેવી.૧
બસો નિત્ય સત્સંગતમેં, લગાઓ ધ્યાન ઈશ્વરમેં;
રૂહો નહિ અબ ગફલતમેં, આયાહે વખત એ સારા. જેવી.૨

કરો સદ્દગુરૂસેં નેહા, મિથ્યાવત જાણો આ દેહા;
ધન અરૂ માલ સુત ગ્રેહા, એ હય સબ જુઠ પસારા. જેવી.૩
યહાં કોઈ હે નહિ તેરા, કયું કરતા હે મેરા મેરા;
આવેગા પાપ પુણ્ય ભેળા, ચલેસંગ નામ આધારા. જેવી.૪
કુટુંબ પરિવાર સુતદારા, સબી સ્વારથકા સંસારા;
સોમા તુજકું કરે ન્યારા, આવે જબ કાલ તુમ્હારા. જેવી.૫



## ભજન ૧

મનતું રામ રામ બોલ, તને શું બેસે છે મોલ. એ રાગ

હરિ જેમ રાખો તેમ રહિશ, હું તો નામ હરીનું લઇશ, ટેક
મરણ આદરી સનમુખ આવ્યો, પાછી પુંઠ ના દઇશ;
લોકડીયાંની લાજ મુકીને, જગનું મેહેણું સહિશ.હરિ જેમ.૧
જપ તપ તીરથ વ્રત ના કરૂં, ગુરૂ ચરણમાં જઇશ;
સતસંગતમાં જઇને બેસું, ગુણ ગોવિંદના ગઇશ. હરિ જેમ.૨
દેવી દેવતા હું ના સેવું પાખંડ મુકી દઇશ;
સાચી ભક્તિ મારે કરવી, ગુરૂ વચન પાળીશ. હરિ જેમ.૩
ગુરૂની સેવા પુજા કરૂં, માળા મુકી દઇશ;
હરદમ તાળી યાદગિરીમાં, જનમારો ગાળીશ. હરિ જેમ.૪
પુણ્ય પાપનો પિંડ બંધાણો, સુખ દુઃખ સઘળું સહીશ;
બાનાની તું પત રાખજે,નહિ તો લાજ તારી જઇશ.હરિ જેમ.૫
નિષ્કામ ભક્તિ મારે કરવી, આશા બાળી દઇશ;
ત્રણ ભૂવનના સુખની તૃષ્ણા,હરામ બરોબર કહીશ.હરિજેમ.૬

ગુરૂને હું જોઈ હરખું, ઘેર આવે ભોજન દઈશ;
હરિજન હરિગુણ ગાય ત્યાં, હું ભાવ ધરીને જઇશ.હરિ જેમ.૭
દુરિજનનો સંગ ના કરૂં, એથી અળગો રહીશ;
કહે સોમો મેં હરી રસ પીધો,અધિકારીને પાઇશ.હરિ જેમ.૮



## પદ રાગ કાફી ( ધીરાના પદનો. )

હરિ જેમ રાખે રે, તેમજ મારે રહેવું છે;
સુખ દુઃખનું કર્મજ રે, તેને મારે સહેવું છે. ટેક.
પુણ્ય પાપનું પ્રારબ્ધ બંધાયું, દુઃખ આવે ને સુખ જાય;
બે ચાર દિવસ સુખ દુઃખના, એમ ચઢતી પડતી થાય;
વિધિએ લખ્યા લેખજ રે,ભોગવી મારે છુટવું છે.હરિજેમ.૧
કોઇથી ટાળયા એતો ન ટળે, જો ઉપાય કરી લે અનેક;
મટાડનારો છે સમરથ ધણી, જો ભક્તિની રાખે ટેક.
નિષ્કામી થઇને રે, જ્ઞાનાગ્નિમાં બળવું છે. હરિ જેમ.૨
અવિનાશીની અગમ ગતિ, કળી કોઇથી ન કળાય;
કવિ પંડિત હારીને બેઠા, હોવન હાર તે થાય.
અનુભવી જાણે રે, પ્રભુનું ધ્યાન ધરવુ છે. હરિ જેમ.૩
અહં મમતા મનથી ત્યાગી, મુકયા સરવે ઉધમાત;
અખંડ તાળી હરી શું લાગી, શુન્યમાં રહું દીન રાત.
આરૂઢ વરતી થઇનેરે, અંતર ભજન કરવું છે હરિ જેમ.૪
હરીનું હતું તે હરિને અરપ્યું, આમાં મારૂં નથી કાંય;
પાંચભુત પંચભુતને સોંપ્યા, જોયું વિચારી ઉરમાંય.
ભ્રાન્તિ મારી ભાગીરે, જીવતાં મારે મરવું છે. હરિ જેમ.૫

સુખ દુઃખ મારે સરખું થયું, સરખું માન અપમાન;
સદ્દગુરૂ દેવે કૃપા કરી, લાગ્યું આતમ સાથે ધ્યાન.
દાસ સોમો કહે છે રે, નથી લેવું દેવું છે. હરિ જેમ.૬



## પદ રાગ (ઓધવજીના સંદેશાનો.)

ભક્તિ ન ભાવે તે જીવ અભાગિયા,
સેવડાને ન ગમે ગંગા કેરૂં સ્નાન જો:
ઝેર તણા અંકુરરે જેમાં જાગિયા,
વિષધરને ન સદે અમૃતનું પાનજો, ભ. ૧
જળધરનું જળ વાહાલું સૌ તરૂ જાતિને,
અધમ જવાસો એથી તો સુકાય જો;
ઉલુક અભાગી રૂડી માને રાતને,
અર્ક તણે અજવાળે આંખ મિચાય જો. ભ. ૨
ચંદ્ર તણો પ્રકાશજ ન ગમે ચોરને,
અધમ અજ્ઞાનીને અંધારે ઉમંગજો;
ધણી શું હેત ન હોય હરાયા ઢોરને,
શઠને ન ગમે સદ્દગુરૂ કેરો સંગ જો. ભ. ૩
ગર્ધવને તો વૃષ્ટિકારે નવ ગમે,
મુંઢ ખર તે ઉનાળે મકલાય જો;
વેશ્યા હોય તે પરપુરૂષ સંગે રમે,
વ્યસનીને વરહ્યાની ભ્રાન્તિ ન થાય જો; ભ. ૪
નીતિ ન ભાવે રે નર નાદાનને,
વ્યભિચારીને ન ગમે સતીની વાત જો;

સારૂં ને નરતુરે સરખું સ્વાનને,
ક્રોધીને શીખ દેતાં થાય ઉતપાતજો. ભ. ૫
વાનીના લાડુથી રીઝે વંતરાં,
પામર પ્રીતિ કરી પુજે પાખંડ જો;
હંસ હોય તે મુક્તાફળ ચુગે ખરા,
ભજે વિવેકી જાણી બ્રહ્મ અખંડ જો. ભ. ૬
ફેર ચઢેલો સરવને ફરતા લહે,
સાચું કહેલું ધરે નહિ કોઈનું કાન જો;
કમળા વાળો સરવને પીળું કહે,
શુદ્ધ થએલાને રહે નહિ અભિમાનજો. ભ. ૭
પુણ્ય તણાં ફળ પ્રગટે જે પ્રાણી તણાં,
ગુરૂની સાથે તેને ઉપજે પ્રીત જો;
જન છોટમ કહે તેનાં તપ જાણો ઘણાં,
રૂડી જેને ભક્તિ કેરી રીત જો. ભ. ૮



## પદ રાગ ઉપરનો.

આરતીઓ ઉતારૂં મારા સદ્‌ગુરૂ દેવની,
જેમણે આપ્યા મને જ્ઞાન તણા ઉપદેશ જો;
અવસરને આવો રે ફરીફરી નહિ મળે,
લખિયા અમારા પૂરવ જનમના લેખ જો. આરતી.૧
ભોંલાને મૂલનારે સદ્‌ગુરૂ આવિયા,
કળા અકકલનો કહેતાં ન આવે પાર જો;

સામૈએ જઇએ રે ગુરૂજીના ચરણમાં,
પ્રેમ કરીને લાગું ગુરૂજીને પાય જો. આરતી.૨
ગાતાને વાતારે હરિ ગુરૂ આવિયા,
દયા કરીને મુજપર કીધી મહેર જો;
અડસટને તીરથ રે ગુરૂજીના ચરણમાં,
ફળ આપ્યું મુને ઉપની આણંદની લહેર. આરતી.૩
બાજઠીયા આપું રે રૂડાં બેસણાં,
અગર ચંદનની કરૂં કપાળે આડજો;
પંખેથી ઢાળુંરે ઝીણા ઝીણા વાયરા,
વધાવું કાંઈ ભરી ફુલોના થાળ જો. આરતી.૪
એવીને એધાણી મારા સદ્દગુરૂ રીઝીયા,
મંત્ર સાધ્યો મારા રૂદિયામાંય જો;
એવાને મંત્રે મોટા સિદ્ધ થયા;
ગુરૂનો વાસો અમરાપુરમાં હોયજો. આરતી.૫
ગુરૂજીનો મંત્રરે હરદમ સાધતાં,
છુટે છુટેરે મને પ્રેમતણા પ્રભાવ જો;
હરતાં ને ફરતાંરે આનંદ ઉપજે,
છુટયા છુટયારે મારી દેહતણા અહંભાવજો. આરતી.૬
ગુરૂગમ વાળા ગુરૂ મળ્યા મને સેજમાં.
ત્યારે થયાં મારા શીતળ વરણાં અંગ જો;
કહે મોતી એવા ગુરૂના દાસનો દાસછું,
મને મળ્યો ગુરૂ કાશીગરનો સંગ જો. આરતી, ૮



## પદ રાગ ઉપરનો.

આણંદનો વાધ્યોરે સખી મારા ઉરમાં,
ગુરૂજી મળ્યા મને તરણતારણ હાર જો;
ભટકણને ભુલીરે ભવ સંસારનું,
વળાવી મુજને અખંડ વરની સાથ જો. આણંદ.૧
સાસરીએ ચાલીરે સીધા શેરડે,
મુકી મુકી મેં તો મૈયરીયાની વાટ જો;
સગુને સાધવીરે કોઇ સંગે નહી,
જ્ઞાન વૈરાગ્યને સંતોષના સંગાથ જો. આ૦૨
સાસરીયાનાં સુખરે સૈયરો શું કહીએ,
પરણી હોય તે જાણે પીયુનાં સુખ જો;
મુંગાની વાતો રે મુંગા જાણશે.
ઘાયલ હોય તે જાણે ઘાયલનાં દુઃખ જો. આ૦૩
પ્રથમની ઉત્પત્તિરે હતી પીતા થકી,
વચ્ચે ચઢી હું ભવાટવીના પંથ જો;
સુરતીના સ્વરૂપેરે સ્વામિજીને ઓળખ્યા,
પિતા હતા તેને કરી માન્યા મેં કંથ જો. આ૦૪
અંતર સુખ થાતાં રે અનુભવ જાગશે,
લાગે લાગે જ્યારે સોહં શબ્દશું રંગ જો;
દાસરે મોતી તો એમ ભણે,
ભલે મળ્યો ગુરૂ કાશીગરનો સંગ જો. આ૦૫

## પદ રાગ ઉપરનો.

ચાંદલીઓ ઉગ્યારે સખી મારા ચોકમાં,
એરે ચાંદલીઆની શીતળવરણી છાંય જો;
ઓહંને સોહંને દ્વારે સાધીયો.
તેનું અજવાળું પિંડ બ્રહ્માંડની માંય જો.          ચાં૦૧
એરે ચાંદલીયાની ખોળ કરતી હું ખાંતથી,
હવે મટી મારે ઘોર અંધારી રાત જો;
સદગુરૂના શબ્દેરે હું સેજે ચડી;
હવે જડી મારી આદ્ય અનાદીની જાત જો.          ચાં૦૨
હરતાં ને ફરતાં રે મન મારૂં ત્યાં રહે,
ઠરે નહી મન અવર કોઈએ ઠામ જો;
તૃષ્ણાઓ તુટીરે ભ્રમણા ભાગી છે,
ભુલી ભુલી હું કુટિલતાનાં કામ જો.          ચાં૦૩
જગતની માયા તો નિશ્ચે નાશ છે,
આતમ ચાંદલીયો અખંડ છે અવિનાશ જો;
કાશીગર ચરણુ મોતી એમ ભણે,
ભલો કરાવ્યો મને ચાંદલીઆનો પ્રકાશજો.          ચાં૦૪

---

## ૧ પદ રાગ ગરબી. (સીતાના મહીનાનો રાગ.)

ગુરૂજી દરશન દેઇને આજ, ગયા ક્યાં ચાલીરે;
વહાલા છેતરીને દીધા છેહ, આપીને તાળીરે.          ૧
હવે ઘડીએ ન પડે મુને ચેન, સતગુરૂ વિનારે;
મને અંખના ગુરૂની થાય, રાત ને દીના રે.          ૨

મારી ઉંઘને આળસ ગઈ, નિંદ્રા ન આવે રે;
ઝબકી જાગું રાતમાંય, ગુરૂ દરશન ભાવેરે. ૩
મારી લાજ જગતમાં ગઈ, તમારા કાજેરે;
નિંદા કરે ફેગટિયા લોક, દરશન દ્યો આજેરે; ૪
મારા જેવી અનેક નાર, દરશનને તલશેરે;
મારે માનિતા તમે છો એક, પોતાની મને કરશેરે. ૫
મારી ભુલ ચુક કરીને માફ, આવીને મળજોરે;
કરજોડી કહે સોમદાસ, અરજ ઉર ધરજોરે. ૬

---

## પદ રાગ થાળ ગરબી.

જમવા આવો અમારે ઘેર, મારાવાલારે;
પ્રભુ જગત તણા પ્રતિપાળ, નંદના લાલરે. ૧
તમે ભાવતણા ભોગી છો, અવિનાશી રે;
ઉંચ નીચ તમારે સમાન, પ્રેમના પ્યાશીરે. ૨
વાલા શવરી કેરાં બોર, ભાવ ધરી લીધાં રે;
એને આપ્યું અમર ધામ, જે દરશન દીધાં રે. ૩
વાલા વિદુરજીને ઘેર જઇ, જમિયા ભાજીરે;
દુર્યોધનનાં પકવાન, દીધાં ત્યાજીરે. ૪
વાલા સુદામાના તાંદૂલ, હેત કરી લીધારે;
તેનું દારિદ્ર કીધું દુર, કંચન મેહેલ કીધારે. ૫
વાલા કરમાબાઈએ ખીચ, ભાવ ધરી રાંધ્યોરે;
તેની ન જોઈ નાતકે જાત, પ્રેમ ધરી ખાધો રે. ૬

વાલા અનેક ભક્તોને ઘેર, તમે જઈ જમીયારે;
મને આવ્યો દ્દઢ વિશ્વાસ, મારે મન ગમીયારે.　　૭
વાલા ભાવતણો પરસાદ, નહિ પડે ભારીરે,
મારી પુરણ કરજો આશ, અરજ ઉર ધારીરે.　　૮
વાલા જમુનાજીનાં નીર, ભરેલી છે ઝારીરે;
પાન સોપારીને લવિંગ, એલચી છે સારીરે.　　૯
વાલા ભુલચુક કરજો માફ, ભાવની થાળ કીધીરે;
સોમાને દેજો ભક્તિદાન, પ્રભુ દયાનીધિ રે.　　૧૦

## પદ ૧ રાગ ગઝલ.

હરીકા ભજન કરનેકાં, તું યહ દુનિયામેં આયાહે; ટેક.
પૂરવ પુન્ય કર્મો કે બલસે, પાયા તું દેહ માનુષ્યકા;
વિચારી દેખ લે દીલસે, કર્યો તેં મોહ મચાયા હે. હરિકા૦૧
ધન ધામ સુત દારા, કોઈ તેરા ન સંગાથી;
અંતે જાના એકીલા, માયામેં કયોં ફસાયાહે.　　હરિકા૦૨
જગતકી પ્રિતહે જુઠી, કરે સ્વારથ હેત સારા;
ઉસિકુ સત્ય માન કર, વૃથા જન્મ ગુમાયા હે.　　હરિકા૦૩
ઘરોઘર શ્વાનથકી પેરે, અહોનીશ ભટકતા ફીરે;
ધનકે લોભકે કારન, તુંઝે મનકો સતાયા હે.　　હરિકા૦૪
કામ અરૂ ક્રોધ ચોરોને, લુટા આતમ ધન તેરા;
પ્રભુકા ભજન ભુલા કર, અનેક યોનિ ફીરાયાહે. હરિકા૦૫
સગા કુટુંબ નારીમિલ, સતસંગ સે અટકાવે;
સોમા સંસાર સાગરમેં, કાયા નાવ ડુબાયા હે. હરિકા૦૬



### પદ ૨ રાગ ગઝલ.

હરિકા સમરણ કર પ્યારે, માનુષ દેહ તું પાયાહે. ટેક.
પ્રહલાદ હરિકા ભજન કરતા, પ્રભુએ સહાયતા કીની;
દુષ્ટ પિતાકાં સહારા, અગ્નિસેં બચાયા હે. હરિકા.૧
સમુદર બિચેકે અંદર, ગ્રાહે ગજકું પકડા;
પ્રભુકા નામ લેતેહી, ગજેંદ્રકુ છોડાયા હે. હરિકા.૨
સભામેં દ્રૂપતીકું ઘેરી, લગે જબ ચીર ખિંચનેકાં;
લજ્જા પાંડવકી રાણી, શ્રીકૃષ્ણે ચીર બઢાયા હે. હરિકા.૩
અજામિલ પડા જબ મરને, પુકારા નામ નારાયણકા;
પુત્ર ભાવસે પ્રભુ આયે, જમ હાથસે છુડાયા હે. હરિકા.૪
અધમ જાતિ હતી ગનિકા, સૂડાકાં નિત્ય પઢાતી;
રામકા નામ લેનેસે, પ્રભુએ ઓદ્ધાર દીયા હે. હરિકા.૫
અપાર સંસાર સમુદરમેં, હરિકા નામ હે નૌકા;
સમરણ કર પાર ઉતરના, સોમાએ કહી સૂનાયાહે. હરિકા.૬

### પદ ૩ રાગ ગજલ.

કરો સતસંગ નિત્ય પ્યારે, ઉમ્મર બીત જાતહે તેરી. ટેક.
કુટુંબ પરિવાર સુત નારી, દેખો તુમ મન વિચારી;
કરે સબ સ્વારથકી યારી, ચલે નહિ સંગમે ભેરી. કરો.૧
તું એ દુનિયામેં આયાહે, માનુષ્યકા તન પાયા હે;
પ્રભુકી યાદ ભૂલાયાહે, તેરે શીર કાલ હે વેહેરી. કરો.૨
બાલપન ખેલમેં ખોયા, જોબન નારી સંગ મોહ્યા;
બુઢાપે ઘરમેં ચિત મોયા, તૃષ્ણા તુઝકાં રહી ઘેરી. કરો.૩
ચાર પહેર ધંધેમેં ખોયા, એક પહેર ગપ્પામેં રોયા;

તીન પહેર નિંદમેં સોયા, કરી નહિં યાદ પ્રભુ કેરી. કરો.૪
તેરા વખત એ આયાહે, કહાઁ માયામેં લપટાયાહે;
સોમાએ કહી સુનાયાહે, કરો મત ભૂલ કર દેરી. કરો.૫

## ગજલ ૪ રાગ–ઉપરનો.

સદ્દગુરૂ સંગમેં સુખહે, દેખો તુમ દિલ વિચારી; ટેક.
છુટે સંષય સભી મનકા, મિટેગા રાગ આ તનકા;
બજે સોહં સોહં રણકા, ચઢે જબ બ્રહ્મ ખુમારી. સદ્દગુરૂ ૧
જલે સબ પાપ જનમોકા, કટે બંધન કર્મોકા;
હોવે જ્ઞાન આતમકા, તો જીવતાં મુક્તિહે તારી. સદ્દગુરૂ.૨
મિટે ભય તો આ ભવકા, કે ફેરા આવાગમનકા;
જો હોવે નિશ્ચે દ્દઢ મનકા, તો ઉઘડે અનુભવ બારી.સદ્દગુરૂ.૩
અધિકારી હોવે શુદ્ધ ચિતકા, સોમા વિશ્વાસ ગુરૂકા;
ઉતારે શિરસે જમકા, કરે કાલ પર સવારી. સદ્દગુરૂ.૪

## ગજલ ૫ રાગ–ઉપરનો.

ગર્ભમેં કોલ તે કીના, દીના ઓતાર દુનિયામેં; ટેક.
ગર્ભમેં પાલના કીના, પ્રભુ વિસાર કયોંદીના;
સમઝ લે બુદ્ધિકે હીના, વિચારી દેખલે મનમેં, ગર્ભમે ૧
તેરે કાજ ઇશ્વરને, પ્રથમ જુક્તિ એ કીની;
હાડમાંસકી અંદર, સરજયા દુધ સ્થાનોમેં. ગર્ભમે.૨
જનમ્યા પહિલ માતાકે, સ્તનમે દૂધતો દીના.
અબ તું કયોં રહે ભૂખા, ઉસિકું યાદ કર દિલમે. ગર્ભમે.૩
સુંદર કાયા હે તેરી, હોવેગી રાખકી ઢેરી;
રહા શીર કાલ તો ઘેરી, પડા હે કયોં તું ગફલતમે.ગર્ભમે ૪

એક દીન ઉઠ કર જાના, કહાં હોવેગા ઠિકાના;
માલિકકોં જવાબતો દેના, સોમા સમઝ લે મનમે. ગર્ભમે.૫

## ગજલ ૬ રાગ ઉપરનો.

તુઝે હે રામસેં મિલના, તો લે શરણ ગુરૂકા; ટેક.
જપ તપ દાન કરને સે, વરત નીયમ ધરનેસે;
તીરથ ધામ ફિરનેસે, મિટે નહિ ભરમ તો મનકા. તુઝેહે.૧
વેદ શાસ્ત્ર પઢનેસે, પાઠ પુજા કરનેસે;
છાપા તિલક ધરનેસે, હોવે નહિ મોક્ષ તો જનકા. તુઝેહે.૨
બઢાવે જટા જો શિરમેં, લગાવે ભષ્મ જો તનમે;
બસે જાકે સદા વનમેં, છુટે નહિ રાગ આ તનકા. તુઝેહે.૩
જો ગુરૂ જ્ઞાન ઉર આવે, દેહાભાવ છુટ જાવે;
સોમા તે મુક્તિકોં પાવે, કટે બંધન કરમકા. તુઝેહે.૪

## પદ ૭ રાગ ગજલ.

કરો સદ્દગુરૂ સે યારી, આયા હે વખત એ તેરા. ટેક.
સદ્દગુરૂ શરણમેં જાવે, અભય પદકું પાવે;
જ્ઞાન સાગરમેં નહાવે, મિટે જરા મરણકા ફેરા. કરો. ૧
ત્વં પદ તત્પદ ત્યાગે, અસિ પદમેં જો જાગે;
સોહં સોહં ધુન્ય લાગે, તો હોવે બ્રહ્મસે મેલા. કરો. ૨
વિશ્વ આત્મ દરસાવે, સમાન દ્રષ્ટી તો થાવે;
દેહા અધ્યાસ છુટ જાવે, દે ગગન ગઢ જાઇ ડેરા. કરો. ૩
જગત હે સ્વપ્નેકી માયા, બાજીગરે ખેલ રચાયા;
સોમાકે મન સમઝાયા; કાયા રાખકા ઢેરા. કરો. ૪

---

### પદ ૮ રાગ ગઝલ.

એસા જ્ઞાન હમારા, અબતું સમજલે પ્યારા. ટેક.
સબ દુનિયાંકે અંદરમેં, ભરાહે રૂપ આતમકા;
ચેતન્યકે આશારે રહેતા, ચૈતન્ય સકલસે ન્યારા. એસા. ૧
ચૈતન્ય જીવ અવિનાશી, જડ ચૈતન્યકા પરકાશી;
ઘટ ઘટકા નિવાશી, ચૈતન મલ આધારા, એસા. ૨
ઇશ્વરહે ફલકોં દાતા, જીવહે ફલકોં ભોકતા;
ચૈતન્ય પ્રેરણા કરતા, નહિ હે ભેદ વિકારા. એસા. ૩
ગ્રહણ ત્યાગ કરતવ નાંહીં, સદ્‌ગુરૂ શાન સમઝાઈ;
સોમા મુક્તિ જીવતાં પાઈ, ઉઘડયાં અનુભવ બારા. એસા. ૪

### પદ ૯ રાગ ગઝલ.

ગુરૂએ ભરમ મિટાયા, આતમરામ ઓલખાયા. ટેક.
આતમદેવ અવિનાશી, સ્વયં જ્યોત પ્રકાશી;
સબકે ઘટમેં નિવાશી, નહિ રૂપ રંગ કે કાયા. ગુરૂએ. ૧
સબમેં સરખો છે એ તો, સચરા ચરમેં રહેતો;
મનકોં પ્રેરણા કરતો, અકળિત ખેલ રચાયા. ગુરૂએ. ૨
સિંધુ મેં બિંદુ જેમ રહે છે, સાગરમેં સરિતા વહે છે;
વેદ શાસ્ત્ર એમ કહે છે, ઘટમેં આકાશકી છાયા. ગુરૂએ. ૩
મણિકા ધાગાની માંહી, વ્યાપક જાણજો ભાઈ;
પટ તંતુ કેરી ન્યાઇં; આતમ બ્રહ્મ જગરાયા. ગુરૂએ. ૪
ખિલોનાં ખાંડના જેવાં; બનાયાં બને છે તેવાં;
ભાગીને થાય ખાંડ જેવાં, એક બ્રહ્મ વિલસાયા, ગુરૂએ. ૫
મનકા સંશય મિટાયા, અજ્ઞાનકા કોટ ઉઠાયા;
સોમાને સંતે સમજાયા, મન શાન્તિ કું પાયા. ગુરૂએ. ૬

## ગઝલ ૧ નાસ્તીક વિષે.

નાસ્તક હોય જે પ્રાણી, તેનો સંગ ન કરવો. ટેક.
નાસ્તિક જન હોય એવા, ચૈતનને માને ન તેવા;
મુકી દે સદ્‌ગુરૂની સેવા, તેને કૃતઘ્ની ગણવો. નાસ્તિક. ૧
વેદ શાસ્ત્ર વાંચીને, બને છે ખરના જેવા,
અહં બ્રહ્મ મુખબોલે, બકવાદ તે ભણવો. નાસ્તિક. ૨
મનમાં વિકાર બહુ ભરિયા, મળ વિક્ષેપ ન ટળિયા;
રાગ દ્વેષના બળિયા, જાતિ અધ્યાસ ન અરવો, નાસ્તિક. ૩
નિત્ય સતસંગને છોડી, લોકોની નિંદા તે કરતા.
એવા જ્ઞાની બહુ દેખ્યા, સોમા તેને નર્કમાં જવો, નાસિક ૪

## ગઝલ ૨ આસ્તિક વિષે.

આસ્તિક હોય જે પ્રાણી, તેનું વચન ઉર ધરવું ટેક.
કરે સેવા પુજા ભાવે; ગુરૂના ચરણમાં જાવે;
ચિત્ત સત્સંગમાં લાવે, નિત્ય હરીનું ભજન કરવું. આ૦ ૧
સાધુ સંતને માને, વેદ શાસ્ત્ર પરમાણે;
ગુરૂને ગોવિંદ સમજાણે, અપાર સંસારમાં તરવું. આ૦ ૨
કોઇની નિંદા ન કરવી. સમાન દૃષ્ટિ તો ધરવી;
વિક્ષેપ બુદ્ધિ પરહરવી, જીવતાં સુખી થઈ ફરવું. આ૦ ૩
પોતાના ગુણ દોષ જોવા, પરના હૃદિયે ન ધરવા;
સોમા તે જ્ઞાની છે સાચા, જેને પરમારથ કરવું. આ૦ ૪

## ગજલ ૩ ગુણનો અવગુણ માનવા વિષે.

અજ્ઞાની જન એવા; ગુણનો અવગુણ તે માને ટેક.
બીજાને દુઃખ ઉપજાવા. અહોનીશ કલ્પના કરતા;

મનમાં વિચાર ન આવે, ધન તણા અભિમાને. અજ્ઞાની. ૧
કુટુંબ પરિવારને દેખી, મનમાં બહુ મકલાતો,
માલ મિલકતને જોઈ, મુરખ મુછોને તાણે. અજ્ઞાની. ૨
જેમ ઊંદર દરખોદે, ભોરંગ આવીને ભોગે;
કશું ન લઇ જાય જોડે, સુતો જાઇ મશાણે. અજ્ઞાની. ૩
રંકને બહુજ સતાવે, નિર્ધનને તે ડરાવે;
મુઢ અભિમાન ધરાવે, સોમા તે જમ હાથ જવાને. અ૦ ૪

ભજન ૧ રાગ ચાબખાનો.

મુરખની અકકલ મારી ગઈ, જગમા ફોગટ ફજેતી થઇ. ટેક.
આડે મારગે પૈસા ખરચે, પુણ્યમાં વાવરે નહિ;
દારૂ પીએ પરનારીને આપે, પાપમાં પુંજી ગમઇ. મુરખ૦૧
ચાર પૈસાની બીડી પીએ. ચાહા વિના ચાલે નહી;
પાન ખાઇને મુખ લાલ દેખાડે. એવા લાલ ગયા છે વહી. ૨
ગાંજો પિધા વિના ઘડી ન ચાલે, મન ભાટકાં મારે ભઇ,
વ્યસની બીજાને વ્યસન શિખવે; તેની સોબત કરવી નહી ૩
સદ્‌ગુણનો અવગુણ માને, સત્સંગત ગમે નહી,
રાત પડે ભટકવાનું સુઝે, ગપ્પાં મારે ભેગાથઈ. ૪
પ્રભુ સમરણ મુખ ન આવે, ગુરૂનો સંગ રહે નહી.
કહે સોમો એવા દુર્મતીને, અંતે જમડા જાશે લઈ. ૫

ભજન. ૨ રાગ ચાબખાનો.

હરીનું ભજન કરોને ભાઈ, તારી ઉમ્મર આવી, રહી. ટેક.
બાળપણામાં બુદ્ધિ ન આવી, જોબનમાં સુઝે નહી;
નારીને દેખી મોહ બંધાયો, ઘડી પળ ચાલે નહી. હ૦૧
માબાપની મરજાદા ન રાખે, વરતે લાજ મુકી દઈ;

હસી બોલાવે નારી રમાડે, લે છણકા છાકોટા સહી. હ૦૨
લાલપાળ કરીને ચુશી લીધો, મુકયું ખોખું કરી દઈ,
ઘડપણ આવ્યું ત્યારે દુઃખ પેઠું, કેહેડામાં કાતર થઈ હ૦૩
આશા તૃષ્ણા વધવા લાગી, બુદ્ધિ મારી ગઈ,
છૈયાં છોકરાંમાં અળખો થયો, ખુણામાં ખાટ ઢળાઈ. હ૦૪
તોએ મુરખ પ્રભુ ન ભજે, મરવા વેળા થઈ;
મારૂં મારૂં કરી છોકરાને સોંપે, ઘર સંભાળજો ભાઈ હ૦૫
એમ કરતાં મુખ પહોળું થયું, મુઓ તૃષ્ણા સંગલઈ.
કહે સોમો તે જીવ અજ્ઞાની, ગયો લક્ષચોરાશીમહી. હ૦૬

## ભજન ૩ જું—રાગ ચાબખાનો

મુરખા માનને મારો કહ્યો, હરી ભજન કરી લ્યો ભાઈ. ટેક.
માત પિતા સ્વારથનાં બેલી અંતે અળગાં થઇ;
નારી ખુણે બાર દિવસ રહેશે, પછી બીજાને ગઈ, મુ૦૧
કારજ તારૂં કરશે ત્યાં સુધી. તને સંભારશે ભાઇ;
માત પિતા સુત કુટુંબ કબીલો, બેઠાં વિસારી દઇ મુ૦૨
આંખે કરીને દેખે અજ્ઞાની, બુદ્ધિ કેમ મારી ગઈ,
બાપ દાદા તારા ઉઠી ગયા, તોએ મોહી રહ્યો માયા મહી મુ૦૩
આંધળો કેમ થઇ રહ્યો છુઃ, જો વિચારી ઊર મહીં,
કહે સોમો મુક્તાનંદ ચરણે, તારી અંતે શી ગતિ થઈ. મુ૦૪

## ભજન ૪ રાગ ચાબખાનો.

અજ્ઞાની ઘરબારને જોઇ, રહ્યો મિથ્યા માયામાં મોહી. ટેક.
રળી રળીને ધન ભેગું કીધું, તુષ્ણામાંહી તણાઇ;
અભિમાન ઉરમાં ભરાયેર, નાણાની કોથળી જોઇ. અજ્ઞાની૦૧

છાતી કહાડીને અકકડ હીંડે, મારા જેવો નથી કોઇ;
ફાટી આંખે સાત દીન ફરતો, જમડા વાટ રહ્યા છે જોઇ. અ૦૨
રાજા રાવણ જેવા ઉઠી ગયા, અભીમાનમાં લંકાં ખોઈ;
નંદરાજા ઘેર હતું ઘણું નાણું, જાતાં વાર ના થઈ. અ૦૩
સગર રાજાને સાઠ હજાર પુત્રો, પાણી પાવા રહ્યા ન કોઈ,
પ્રભુની માયા આવેને જાય, મુરખ મમતા કરે સોઇ. અ૦૪
કહે સોમો મુક્તાનંદ ચરણે, ગુરૂ જ્ઞાન જેને હોઇ,
અહંમમતા તેનીજ છુટે, રહે સદ્દગુરૂ ચરણે કોઇ. અ૦૫

## ભજન ૫ રામ ચાબખાનો.

સમજુને શિખામણ કહી, રહેવું નિત્ય સત્સંગ મહીં. ટેક.
મહા મોંઘો મનુષ્યા દેહ મળોયો, દેવતાને દુર્લભ ભાઈ;
કુબુદ્ધિમાં ગુમાવી ન દેવો, કરી લ્યો શુભ કમાઈ. સમજુ.૧
સતસંગતમાં જઈ બેસો, લ્યો ગોવિંદના ગુણ ગાઇ;
દેહમાંથી આત્મા ઓળખવો, વિવેક વિચારને લઇ. સમજુ.૨
નિત્ય પ્રભુનું સમરણ કરવું, ભજન કિરતન ગાઈ;
આસ્તિક પણે પ્રભુને ભજતાં, મળશે રામ ગુસાંઈ. સમજુ.૩
અનેક જન્મનાં પુણ્ય પ્રગટે, સતસંગ મળે આઈ;
કહે સોમો મુક્તાનંદ ચરણે, રહે સદ્દગુરૂ શરણે જાઈ.સમજુ.૪

## પદ—રાગ ગરબી.

ભાવે સતગુરૂ સંતને સેવજો રે, જેથી ઓળખાય સીતારામજો;
શરણુ થઇને શરણે જઈ રહોરે, સંતસંગત સુખનું ધામજો ભા૦૧
લખચોરાશીફેરાબહુ ફર્યો રે,આવ્યો મનુષ્યાજનમઅવતારજો;
આળસમુકીને અભાગીયારે, નીજઆતમલાભ સંભારજો ભા૦૨

ઘર ધંધામાંહી ભુલો પડયો રે; રાતે કરતો નિંદ્રાને અહારજો;
સવારે કામની કલ્પનારે, ડાહ્યો થઈને કરે વહેવારજો. ભા૦૩
તારૂ આયુષ્ય એળે જાયછેરે, નહિ આવે જંજાળનો પારજો
સગાં સંબંધીમાં ઘુંચાઈરહ્યોરે, બંધાયોમોહમાયાનીજાળજો. ૪
કહેસોમો ઝીતી બાજી હારીયોરે, જ્ઞાનાવિના મુરખ ગમારજો.
ક્ષણ ભંગુર આ દેહનોરે, અચાનક આવી પહોંચ્યો કાળજો. ૫

## પદ. ૨ જું. રાગ ગરબી.

ધનધન સદ્દગુરૂ પરમાત્મા રે, તમારો મહિમા અગમ અપારજો;
જીવતાંઅમનેતોસુખીયા કર્યા રે.આપ્યુઆત્મજ્ઞાન ભંડારજો.૧
જન્મ મરણનું દુઃખ ટાળિયું રે. છોડાવ્યા કર્મતણાપાશજો;
પુણ્ય પાપથીઅળગોકર્યા રે, કીધોઅજરઅમ્મર અવિનાશજો ૨
હવે કાળ મને તે શું કરે રે, બ્રહ્મ કાળતણો મહા કાળજો;
દેહ ઈંદ્રિ નહિ હું છું આત્મારે, નિરલેપ નિર્ગુણ નિરાધારજો. ૩
ગુરૂજ્ઞાન વિચારે તૃષ્ણા ટળીરે, ભાગી ગઈ મનની ભ્રાન્તજો;
સંશય સરવે તો છુટી ગયા રે, મારી ચિત્ત વૃત્તી થઈ શાન્તજો. ૪
હવે ત્યાગ ગ્રહણ કશું ના રહ્યું રે, થયા કૃત્ય કૃત્ય આજજો;
સોમાને મુક્તાનંદ ગુરૂ મળ્યા રે, ગુરૂએ રાખી બાનાની લાજજો;

## પદ ૧ રાગ ગરબી.

વંદન કરીને વારંવાર, ગુરૂ ચરણમાં રહીશું રે;
ગુરૂ તરણ તારણ હાર સેવા કરીશું રે, ૧
આવ્યો અવસર મારે આજ, હવેના ચુકું રે;
મારા આતમના આધાર, સંગત ના મુકું રે, ૨
ગુરૂએ આપ્યું અભયદાન, ભય મારો ભાગ્યો રે;

હતો મોહ નિદ્રાનીમાંય, સુતો હુવે જાગ્યો રે, ૩
ઓળખાવ્યું નિજ સ્વરૂપ, ભ્રાંન્તિ મારી ભાગી રે,
ભાસ્યો વિશ્વ બ્રહ્મ વિલાસ, વાસના ત્યાગી રે, ૪
રાત દિવસ રૂદીઆ માંય, ધ્યાન ગુરૂનું રહેજો રે;
કર જોડી કહે સોમદાસ, ચરણુની ભક્તિ દ જો રે, ૫

## પદ—રાગ લાવણી.

ભાવ ભક્તિ બીન હરિજન કેસા, સમજ લે તું મન શાણા રે;
બીના સદ્ગુરૂ જ્ઞાન કેસા, ખરપે પોથી તાણા રે, ભાવ. ૧
સંન્યાસી તુમ હોકર બેઠા, સન્યાસ ઘર ન જાણ્યારે;
ભેખ ધરકે મુંડ મુંડાયા, મનમેં, બહોત ગુમાના રે, ૨
બ્રાહ્મણ હોકર બ્રહ્મ ન ચિન્યા, અંગોળ કરે બહુ નહાનારે;
ગલે મેં સુત્રકા તાર ડાલકે, બન્યા ભુત મશાણા રે. ૩
મહંત હોકર મંદિરમેં બેઠા, દેહકા અભિમાના રે;
જટા બધાકે બન્યા બાવા, અંગ વિભુત લગાના રે, ૪
તંબુરા બજાકર બન્યા ભક્તા, ભક્તિ મર્મ ન જાણ્યા રે;
મંદિર જાકે ઓચ્છવ કરતે, ઠાકોર ના પહિચાના રે, ૫
પાખંડ ભક્તિ સબ ચલાવે, ભેદ કોઇ વિરલે જાણ્યા રે;
સદ્ગુરૂ મિલ્યાસો ભક્તિ જાણે, આત્મરામ ઓળખાણા રે. ૬
આચારી આચાર કરી મરતે, મુર્ત્તિકુ રીઝાના રે;
દંભ કરીકે લોક ભરમાવે, વિચાર ઉર નહિ આનારે, ૭
સંસારી સબ પડે ભરમમે, સંત બચન નહિ માન્યા રે;
કહે સોમા મુક્તાનંદ ચરણે, ગુરૂજ્ઞાને હરિ પહિચાન્યારે. ૮

## પદ—રાગ લાવણી.

જોગી હોકર જોગ જો સાધે, નિત્ય સમાધી લગાનારે;

દ્વૈત ભાવના છુટે નાંહિ, મિટે નહિ અજ્ઞાના રે, જોગી. ૧
સિદ્ધ હોકર સિદ્ધિ બતાવે, એ પાખંડ હમ જાણ્યા રે;
લોક ભરમાવે ધનકે કારણ, જગત ઠુતી ખાનારે જોગી ૨
તિરથ વરત કરે બહુ ભાંતિ મનકા તરંગ ઉઠાનારે;
કાશી ન્હાવે મથુરાં ન્હાવે, મનકા મેલ ન જાનારે જોગી ૩
કલ્યાણ કારણ સબકોઈ ભટકે, કલ્યાણ મારગ ન્યારારે;
સંત સંગતકુ છોડી કરકે, કહાં મીલે ભગવાનારે. જોગી, ૪
ગુરૂ ચરણમેં કલ્યાણ તેરા, લે સદ્ગુરૂ જ્ઞાનારે;
કહે સોમો મુક્તાનંદ ચરણે સીતારામ ઓળખાણા રે જોગી.૫

## પદ—રાગ—ગઝલ.

આ સંસારના માંહી ન દેખ્યું સુખ કશ્યામાં ટેક,
નથી સુખ ઘરના માંહી, નથી સુખ વનનામાહિ;
નથી બાવા થવાથી, નથી તો સુખ ગુફામાં, આ૦૧
નથી સુખ જોગ લેવામાં, નથી સુખ ભોગ ભોગ્યામાં;
નથી સુખ મઠ બાંધ્યામાં નથી તો સુખ ચેલામાં, આ૦૨
નથી લંગોટી વાળ્યામાં, નથી સુખ ખાખ ચોળ્યામાં;
નથી સુખઘરોઘરમાગ્યામાં,નથી તો સુખ તિરથમાં, આ૦૩
નથી સુખ ઘણા સંબંધીમાં; નથી સુખ છૈયાં છોકરામાં,
નથી સુખ માલ મિલકતમાં,નથી તો સુખ હવેલીમાં આ૦૪
નથી સુખ વેપારમાં, નથી સુખ સોદાગરમાં;
નથી સુખ રાજપાટમાં. નથી સુખ દેહના ભોગોમાં આ૦૫
નથી સુખ ઘોડા ગાડીમાં, નથી સુખ લાડી વાડીમાં;
નથી સુખ ઘરની નારીમાં, નથી સુખ પરનારીમાં આ૦૬

નથી સુખ ઘણા ડહાપણમાં, નથી સુખ ગાંડાપણામાં;
નથી સુખ મુન્ન રહેવામાં,નથી તો સુખ બોલ્યામાં આ૦૭
અરે કેટલું કહું મુખથી, કહેતાં પાર ન આવે;
સરવેમાં દુઃખ મે દેખ્યું, કહ્યું લખી મેં થોડામાં, આ૦૮
સુખ વૈરાગ્યમાં ભાળ્યું, સંત સમાગમ કરતાં,
સોમા મુક્તાનંદતું સુખ, લેતું તારી સમજણમાં, આ૦૯

## પદ—૧

જ્ઞાની જનને એકલું, આત્મચિંતન કરવું રે;
અહંકૃતીનો ત્યાગ કરિ, જીવતાં મરવુ રે　　જ્ઞાની૦૧
હરખ શોકની નદીઓ મોટી, ભવસાગરમાં.
પોતામાં ન માની લેવી, મનનું ધરવું રે,　　જ્ઞાની૦૨
કલેશના કાંટા, સગા સબંધી તણા,
વિવેક વિચારે, તેના સંગે રહેવું રે　　જ્ઞાની૦૩
વહેમ સઘળાં બાળીને, નિરભે થઇ રહો;
જગત આત્મ એક જાણી, કોઇને દુઃખ ન દેવું રે;　૪
નિંદા સ્તુતિ દેહની, રાગ દ્વેષ ના ધરો;
વાસનાનો ક્ષય કરી, આનંદમાં ફરવું રે,　　જ્ઞાની૦૫
પુન્યપાપનું પ્રારબ્ધ તેમાં, સુખ દુઃખ આવશે;
તેને તો સનમાન કરી, સહી લેવું રે　　જ્ઞાની૦૬
પ્રારબ્ધ અનુસાર થવાનું, ફેર ના પડે;
ભોગવ્યા વિના છુટકો નથી, ભોગવી છુટવું રે. જ્ઞાની૦૭
શેષ પ્રારબ્ધ રહ્યું તે, કાળવ્યતિત કરવો;
અશુભ કર્મ ત્યાગ કરી, શુભ કર્મ કરવું રે જ્ઞાની૦૮

જ્ઞાનીને કંઈ કર્ત્તવ્ય નહિ, પરમારથ કરવો;
સોમાને ગુરૂ મુક્તાનંદનું ધ્યાન ધરવું રે, જ્ઞાની૦૯

પદ—૨

મનુષ્યા દેહ ધરીને, આત્મ વિચારના કર્યો,
મુરખ અજ્ઞાની, અનેક યોનિમાં ફર્યો ટેક
મારે શું કર્ત્તવ્ય છે, હું કયાંથી આવિયો;
અંતે મારે જાવું કયાં, સાથે શું લાવિયો. મનુષ્યા. ૧
ઘર નારી સુત જોઇ, ધનનો મદ ચઢયો;
વાસનામાં બંધાઇને, ભુજંગનો દેહ ધર્યો. મનુષ્યા. ૨
ધન રહ્યું ભોંયમાં, કાં રહ્યુ ત્રિજોરીમાં,
ન ખરચ્યું ન ખવાયું, ના પરમાર્થ કર્યો. મનુષ્યા. ૩
ભાગ્ય વિના કેમ કરી, ધન ભોગવે;
અકર્મિનો પડિયોકાણો, ભોંયમાં દાટયોતે રહ્યો. મનુષ્યા. ૪
બેઠી નારી માતા થઈ, લક્ષ્મિ તો રહે;
ભાગ્ય પ્રમાણે ભોગવવું, એમાં ફેર ન પડયો. મનુષ્યા. ૫
જેમાં જેનું મન ઝાઝું, તેવી ગતિ થવાની;
સૂક્ષ્મ વાસના ત્યાગે તો, મોક્ષમાં ભળયો. મનુષ્યા. ૬
જેવી મતી તેવી ગતિ, અંતે થવાની;
સુરતા ત્યાં પ્રાણ જઈને, દેહતો ધર્યો. મનુષ્યા. ૭
સત્સંગત કરીને, ગુરૂ જ્ઞાન જોતું લે,
સોમા વાસનનો ક્ષય કરી, પુનરપી જન્મ ન ધર્યો મનુષ્યા૮

પદ—રાગ ગઝલ ૧

મ્હારી સહાયનો કરનાર, ઈશ્વર છે ધણી મ્હારો.

સૌના મનની જાણનાર પ્રભુ મને પ્રાણથી પ્યારો;
પ્રભુ હું શર્ણું છું તાહારી, રાખજે લાજતું મ્હારી.
આપ્ય ભક્તિ મુને પ્યારી, કરી લેતું મને ત્હારો. મ્હા૦૧
હરીના ગુણ ગાવામાં, સદારાજી મન મ્હારૂં;
ઉઘાડયું હ્રદય તેં મ્હારૂ, દેખાડયો બ્રહ્મ ઝલકારો. મ્હા૦૨
મ્હારૂં મન હરી લીધું, કાંઈ કામણતેં કીધું;
ત્હારૂં ધ્યાન મુને દીધું, સાચવ વહેવાર તું મારો મ્હા૦૩
હવે મારે કાંઇ નથી કરવું, હરી ભજન ચિત્ત ધરવું;
અખંડ હરીવરને વરવું; છે વિસ્વાસ મને ત્હારો. :મ્હા૦૪
તારૂ ભજન કરતામાં, પડી જાય દેહ જો મ્હારો;
રાજી છું ઘણો વહાલા, એ અરજ ઉરધારો.　　મ્હા૦૫
મોતની રાહ જોઇ બેઠા, આંગણે લગનીઓ આવે,
પુંખી લેતાં વાર શાની, એમ આનંદ છે મારો　મ્હા૦૬
સોમાને ગાંડા જો કહેશો. ભલે મુરખ જો ગણશો;
સર્વેમાં આનંદ છે મારે, લાગ્યો સંસાર મને ખારો મ્હા૦૭

## ગઝલ—૨

પ્રભુ કે ભજન કરને મેં, સદા સુખ હે ભાઇ. ટેક.
જીસને મન વસ કીધા, તીસને સુખકું લીધા;
બ્રહ્માનંદ રસ પીધા; જીવતાં મુક્તિ કુ પાઈ.　　પ્રભુ૦
હરિગુણાનું વાદ ગાયા, દુનિયામેં તેજ કમાયા;
મનથી અલગ થઇ આયા, લોકમેં જસ ગવાઇ　　પ્રભુ૦
મન મરકટકું વારો; ચંચળતા ચીત્તકી ટાળો;
સુધરસે મનખો તમારો, કરો સત્સંગ સુખદાઇ　　પ્રભુ૦

પ્રભુ પુન્ય પાપકું જોતા; ખલકની ખબર તે લેતા;
જેવું કરે તેવું ફલ દેતા; સૌ તેની નજર માંઈ પ્રભુ૦
ઇશ્વર વિશ્વકા સ્વામી, મનકા અંતર જામી;
સમદ્રષ્ટી બહુનામી, સોમા નિત્ય ભજન કરભાઈ પ્રભુ૦

ગઝલ—૩

ઇશ્વર કું જાણુ લે બંદે, વો માલિક હે તેરા—ટેક;
સુંદર તુ જે દેહ દીયા હે; મનોહર મુખ કીયા હે.
હાથપાઉ ચલને કો, બનાયા કાયાકા ઢંઢેરા. ઈ૦
બનાયા પેટ ખાને કો, આંખો સે; રૂપ જોનેકો:
નાસિકા સુગંધ લેનેકો, આખીર હે રાખ કાઢેરા. ઈ૦
ગાફીલ સોચ લે મનમે, કર્યું આશક હુઆ તનમે;
આવેગા મોત ઘડી પલમેં, પીછે પસ્તાયગાબેરા. ઈ૦
પ્રભુકું યાદ કર દિલમે, બેઠ સત સંગતમે;
સોમા મત રહો ગફલતમે; જીંદગી જાત સવેરા. ઈ૦

ગઝલ—૪

હરિકી અકળીત હે માયા. ગુરૂ બીના ભેદ ન પાયા—ટેક;
પ્રભુ સબ દેહ કે માંહી; મગર વો મીલતા નાંહી;
ગુરૂ બીના જ્ઞાનના પાઇ, ઢુંઢન તિરથકું ધાયા. હરિ
ચૈતન્ય સબ ઘટકે અંદર, ઉસીકા કાયાહે મંદર;
જો સમજે મનવા બંદર, હરિ દરસન કો પાયા. હરિ
છોડ વિષયકી લાલચકો, જો ચાહતા હે તિરનેકો;
લગા મન હરીકે ભજન કો. તેરા વખત એ આયા હરિ
તેરા માલિક તુંજ માંહી, તુજથી હરિ જુદા નાંહી;
સોમા સમજ લે ભાઇ અબતુ ખોજી લે કાયા. હરિ.

## ભજન ૧

સદ્દગુરૂને સેવીને લાભ લીજીએરે,
સોહં સોહં સોહં ધુન્ય નિત્ય કીજીએ રે; ટેક.
મલ્યો મનુષ્યા જનમ ન હારીએ રે,
ગુરૂજ્ઞાને જીવદશા ટાળીએ રે. સ૦ ૧
પળપળમાં આયુષ્ય ઓછું થાય છે રે,
ચઢયું પુર ઉતરી જેમ જાય છે રે. સ૦ ૨
કાચી કાયાનો ભરોંસો ન કીજીએ રે,
ભાવ ધરીને હરીરસ પીજીએ રે. સ૦ ૩
નર દેહ ફરી ફરી નહી મળે રે,
દેવાદિક જેની આશા કરે રે. સ૦ ૪
આવ્યો અવસર હવે ન ચુકીએરે,
નીજ કર્તા પ્રભુને ઓળખીએ રે. સ૦ ૫
સત્સંગમાં રહીને ભજો રામને રે,
સોમા જઈ વસો હરી ધામને રે. સ૦ ૬

## ભજન ૨

પ્રભુ મારો સત્યનો છે બેલી રામ, જેણે નામ લીધું;
વાલાજી મારા પ્રલ્હાદે રામનામ લીધું;
તેનુ પ્રભુએ રક્ષણ કીધું રામ. જેણે નામ લીધું. ૧
વાલાજી મારા વનમાં ધ્રુવે ધ્યાન ધરિયું,
શ્રીકૃષ્ણે દરશન દીધું રામ. જેણે નામ લીધું. ૨
વાલાજી મારા ગુણિકા રામ નામ લેતી;

તેને વૈકુંઠ ધામ દીધું રામ. જેણે નામ લીધું. ૩
વાલાજી મારા અજામેળને તાર્યો,
અંતકાળે દરશન દીધું રામ. જેણે નામ લીધું. ૪
વાલાજી મારા ગ્રાહે ગજને પકડયો,
તેનું મુસ્તક હરીએ છેદ્યું રામ. જેણે નામ લીધું. ૫
વાલાજી મારા મેહેતાની વાહારે ચઢીયા,
હાર આપી કારજ કીધું રામ. જેણે નામ લીધું. ૬
વાલાજી મારા મીરાંની પત્ય રાખી,
ઝેર હળાહળ પીધું રામ. જેણે નામ લીધું. ૭
વાલાજી મારા નામાની છાપરી છાઈ,
હરી નામ લાગ્યું મીઠું રામ. જેણે નામ લીધું. ૮
વાલાજી મારા ધનાએ ધીરજ આણી,
તેની ખેતીનું કામ કીધું રામ. જેણે નામ લીધું. ૯
વાલાજી મારા સંકટમાં થાજો. બેલી;
સોમાએ શરણું લીધું રામ. જેણે નામ લીધું. ૧૦

ભજન ૩ રાગ ઉપરનો.

વાલો ભકતોના સંગાથી રામ, પ્રભુ સહાય કરશે;
પ્રતિપાળ બહુ નામી રામ, દુઃખ સૌનાં હરશે. ટેક.
દયા ધિરજ શાન્તિ હૈયામાં જો રાખે,
જે નિત્ય પરમારથ કરશે રામ, પ્રભુ સહાય કરશે. ૧
હરીનું ભાવધરી કથા કિર્તન કરવું;
સત્ય ધર્મ ધારણા ધરશે રામ. પ્રભુ સહાય કરશે. ૨

મન વચન કાયાએ શાન્તિ સૌને આપે,
તે ભવસાગરમાં તરશે રામ. પ્રભુ સહાય કરશે. ૩
વેદશાસ્ત્ર ઉપર શ્રદ્ધા હોય જેની સાચી;
તે જન ભક્તિમાં ભળશે રામ. પ્રભુ સહાય કરશે. ૪
સાધુ સંતને જાણે હરિ રૂપ જેવા,
ભેદ બુદ્ધિને ટાળી રામ. પ્રભુ સહાય કરશે. ૫
ગુરૂને ગોવિંદ એક સમાન જે જાણે;
તે જનને પ્રભુ મળશે રામ. પ્રભુ સહાય કરશે. ૬
દાસ સોસો કહે છે માની લેજો સાચું;
તે જમ હાથે ના ચઢશે રામ. પ્રભુ સહાય કરશે. ૭

પદ. ૧ ઓધવજી સંદેશો કહેજો શ્યામને. એ રાગ.

સમજાવુ મનવારે તુજને ફરી ફરી,
સાચી શિખામણ સંતની તું માનજો;
ભુલો પડીને ભવસાગરમાં શું ભમે,
વેદ શાસ્ત્રનું કહ્યું ધર તું કાનજો. સં. ૧
પાપ કર્મ તું મુકી દેને પ્રાણિયા,
સત્ય કર્મમાં કરને ભાવે પેહેલજો;
હ્રદિયામાં સંભાર પ્રભુના નામને.
જેથી તારા ધોવાય મનના મેલજો. સં. ૨
કર્તા પ્રભુએ નરદેહ તુજને આપીયો,
હવે ધરને પરમેશ્વરનું ધ્યાનજો;
અનેક યોનિમાં ફેરા તું બહુ ફર્યો,

હરીએ છોડાવી લક્ષ ચોરાશી ખાણજો. સં. ૩
ભાવ ધરિને ભજ તું શ્રીભગવાનને,
જેથી તારો જન્મ કૃતારથ થાયજો;
કહે સોમો ના વિસારીશ જગનાથને,
ઘડી પળમાં આ દેહ પડી જાયજો. સં. ૪

### પદ. ૨ રાગ ઉપરનો.

ચૈતન્ય સદ્દગુરૂ દેવને નિત્ય સેવતાં,
સેજે ઉતરશો ભવસાગર પારજો;
બોલે ચાલે ને ઉત્તર આપે તે ખરો,
સત્ય મારગ બતાવે આપી વિચારજો, ચૈત્યન્ય. ૧
મંદિરમાં જડ મૂરતિ કાંઈ બોલે નહિ,
પહેલું પગથિયું થોડી બુદ્ધિનું કામજો;
ઢિંગલાં ઢિંગલી રમે હોય બાળક જે,
પામર અટકી રહે માની હરી ધામજો. ચૈ૦ ૨
કરે દર્શન પણ શ્રીકૃષ્ણને ના ઓળખે,
પાંચ ભુતનું ઉભું કર્યું છે પાષાણજો;
મૂર્તિને માને પણ વચન માને નહિ,
ભગવદ્‌ગીતામાં કર્યાં છે આત્મ વખાણજો. ચૈ૦ ૩
અરજુનને ઉપદેશી વાહ મોહ ટાળિયો,
ભાખ્યો આ જગ આત્મ બ્રહ્મ વિલાસજો;
જ્ઞાનને ત્યાગીને અજ્ઞાની ભટકતા,
નિજકર્ત્તા પ્રભુ ઓળખે નહિ પાસજો. ચૈ૦ ૪

જડને સેવીને કલ્યાણ નીજ માનતા,
સદ્દગુરૂથી મનમુખી રહે વિમુખજો;
અનેક ભાવના હોય અજ્ઞાની તણી,
તેની કેમ કરી ભાગે ભવમાં ભુખજો.　　ચે૦ ૫
એક ભાવનાવાળા તો જ્ઞાની કોઇક છે,
જેને મળ્યો હોય સદ્દગુરૂ કેરો સંગજો;
દાસ સોમો કહે દ્રઢ નિશ્ચય હોય જેહનો,
તેના રૂદિયામાં લાગે હરિકેરો રંગજો.　　ચે૦ ૬

પદ ૩ રાગ ઉપરનો.

સમજુ જન શિખામણ માને સંતની,
ગુરૂ સેવ્યાવિના મન શુદ્ધ ન થાયજો,
સમ દમ આદિ સાધન કહ્યાં જે વેદમાં,
રૂદે ધારે તે અધિકારી કહેવાયજો.　　સમજુ. ૧
ગુરૂનાં વચન સાંભળે શુદ્ધ ચિત્તથી,
તેનું કરે શ્રવણ મનન નિદધ્યાનજો;
અહંતા મમતા ટળે આ દેહની,
થાય આત્મ સાક્ષાત્કાર જ્ઞાનજો.　　સમજુ. ૨
કારણ અવિધા જાતાં પ્રેમ ઉપજે,
ત્યારે થાયે સ્થુળ દેહનો અભાવજો;
જાગૃત સ્વપ્ન સુષુપ્તીને મુકતાં,
ચિત્ત વૃત્તિ તુરિયા પદમાં ઠેરાવજો.　　સમજુ. ૩
તુરિયા શુદ્ધ આત્મા તાહારૂં નામ છે,

તુરિયા તિત પરમાત્મા તે તું જાણજો;
પિંડ પરપંચ સર્વે તુરિયામાં રહ્યા,
બ્રહ્મ નિર્વિકલ્પ સમાધી માંણજો. સમજુ. ૪
કાંઇ નથી ત્યાં તુંજ પ્રકાશક એક છે,
ઇંડ બ્રહ્માંડનો ચૈતન્ય દેખન હારજો;
કહે સોમો ગુરૂ જ્ઞાન દૃષ્ટિએ વિચારજો,
ત્યારે તુને શું કરે જમ કાળજો. સમજુ. ૫

પદ ૪ રાગ ઉપરનો.

સદ્‌ગુરૂ કરવારે સજજનો જોઇને,
જે આપે આત્મજ્ઞાન તણો ઉપદેશ જો;
અપાર સંસાર તરવાને કારણે,
સદ્‌ગુરૂ સેજે પહોંચાડે સ્વદેશજો. સ૦ ૧
ભુલેલા જીવની ભ્રાન્તિયો ભાગીને,
સંષય ટાળીને કરે ચિત્ત વૃત્તિ શાન્તજો;
મનના વહેમ બાળે ગુરૂ જ્ઞાનથી,
જીવ દશા ટાળે સંભળાવી વેદાન્તજો. સ૦ ૨
ગરજુ થઇ ગુરૂ શરણે જાવું પ્રેમથી,
શુદ્ધ ભાવે સદ્‌ગુરૂને નિત્ય સેવજો;
સેવા કરતાં પુછવું હું તે ગુરૂ કોણ છું,
ક્યાંથી આવ્યો ક્યાં જવું મારૂં શું લેવજો. સ૦ ૩
ગુરૂ દયાળુ કૃપા કરીને ઓળખાવશે,
ત્યારે તારૂં જરા મરણ દુઃખ જાયજો;

સત્યવેદ ગુરૂ વાકય તણા વિશ્વાસથી,
સોમા શ્રદ્ધા રાખે તો મુક્ત થાયજો. સ૦ ૪

## પદ ૫ રાગ ઉપરનો.

ગુણ ગ્રાહક થઇએરે સદ્દગુરૂને સેવતાં,
દોષ બુદ્ધિનો પ્રથમ કરીએ ત્યાગજો;
વાંકા ચુકા ઘાટ નદીના હોય છે,
નિર્મળ જળ ગંગાનું માંહે અથાગજો: ગુણ૦ ૧
શુદ્ધ વાણી રૂપી જળ પીધે પ્યાસ છીપશે,
ઘાટ જોયે આત્મ તૃપ્તિ ન થાયજો;
ભુખ ભાગે પ્રત્યક્ષ ભોજન જમતાં,
જડ દરશનથી અજ્ઞાન ન જાયજો. ગુણ૦ ૨
કાળી કપિલા હોય પણ દૂધ દે ઘણું,
રૂપ જોયેથી દૂધ મુખમાં ન જાયજો;
વપુ દૃષ્ટિ ત્યાગીને હંસ સજ્જન બને,
શુદ્ધ દૂધથી પ્રાણ આત્મ ધરાયજો. ગુણ૦ ૩
સો ગુણમાં એક અવગુણ તો હોય છે,
જુવો ગુલાબ ફુલને કાંટા ભરાયજો;
શુદ્ધ મુમુક્ષ અવગુણ સામું જુવે નહિ,
એ અધિકારીને આત્મ જ્ઞાન થાયજો. ગુણ૦ ૪
હંસ હોય તે સાર સાર ગ્રહણ કરે,
કાગ બુદ્ધિ ચાંદાના જોનાર જો;
કહે સોમો તે જનને સદ્દગુરૂ શું કરે,
બુદ્ધિહિણા અવગુણના માનનારજો. ગુણ૦ ૫

## પદ. ૧ રાગ કાફી ( ઉપદેશી )

જીવ અભિમાની, પરમેશ્વર ઓળખીને મુક્ત થાને:
મળ્યો મનુષ્યા દેહ, ભાવ ધરીને ગોવિંદના ગુણ ગાને. ટેક.
તું આવ્યો ગર્ભમાં કોલ કરી, તુને બહાર કહાડયો શ્રીરે હરી.
માયા આવરણે બુદ્ધિ પાછી ફરી. જીવ અભિમાની. ૧
પ્રભુનો ઉપકાર જોને વિચારી, કેમ મારી ગઇ મતી તારી;
શું બેઠા હરીને વિસારી. જીવ અભિમાની. ૨
ધામ ધરા સુત નારી જોઇને, મુરખ રહ્યો માયામાં મોહીને;
વહોર્યો કાચ હરી હીરો ખોઇને. જીવ અભિમાની. ૩
ધન રળી રળીને ભેગુંરે કર્યું, ન ખાધું ન પુણ્યમાં વર્યું,
અભાગી જીવે ભોંયમાં ભર્યું. જીવ અભિમાની. ૪
તું આવ્યો હરી જસ ગાવાને, કેમ લાગ્યો મોહ મચાવાને;
કહે સોમો બેઠા જમપુર જાવાને જીવ અભિમાની. ૫

## પદ ૨ રાગ ઉપરનો,

મનમુખી જીવ, સદ્દગુરૂ વિના ભવસાગર કેમ તરશો;
ગુરૂજ્ઞાન વિના, ભૂલા પડીને અનેક યોનિમાંહી ફરશો. ટેક.
તું જપ તપ વૃત્ત દાન કરે, ધામ તિરથ યાત્રા માંહી ફરે;
એમ પ્રભુ તુજને નહિ મળે. મનમુખી ૧
મન કલ્પનાએ સાધન સાધે, અભિમાન તુજને બહુ વાધે;
તેમ તેમ કર્મ બંધન બાંધે, મનમુખી. ૨
ગંગા જુમનામાં જઈ સ્નાનકરે, તાસ અંગનો મેલ તેણે ટળે;
મન શુદ્ધ થાય હરિ ભજન વડે. મનમુખી. ૩

તું કાશી દ્વારિકાં જઇ આવ્યો, લોકમાં તુજને ગર્વ આવ્યો;
મુરખ ફોગટ ફેરો ફરી આવ્યો.　　　મનમુખી. ૪
શુધ્ધ ભાવે સમરણ ના કીધું, અમૃત ઢોળીને વિખ પીધું;
કહે સોમો ગુરૂનું શરણ ના લીધું,　　　મનમુખી. ૫

પદ ૩ રાગ ઉપરનો.

મન અજ્ઞાની, ગુરૂગમ જ્ઞાને ઓળખી લે તું આત્મા;
કાયામાં કોણ બોલે, વિવેક વિચારીને જો પરમાત્મા.　ટેક.
હડીચો કહાડેથી હરિ નહી મળે, સત્સંગમાં રહી વિચાર કરે;
એકાંત દેશમાં બેસી ધ્યાન ધરે.　　　મન. ૧
મૃગ નાભિમાં કસ્તુરી રહે છે, સુગંધી લેવાને વન ઢુંઢે છે;
ભટકી ભટકી પ્રાણ ગુમાવી દે છે.　　　મન. ૨
જેમ સ્વાન પેઠું કાચ મંદિરમાં, દેખી છાયા પોતાની તેમાં;
ભસી મુઓ પશુ બુદ્ધિ એમાં.　　　મન. ૩
ગજ લઢી મુઓ દેખી છાયામાં,અજ્ઞાની સિંહ પડયો કુવામાં;
તારી છાયા દેખાય છે ધુપમાં.　　　મન. ૪
મનમુખી શું કરવા આથડે, સદ્ગુરૂ વિના પ્રભુ નહિ જડે;
કહે સોમો વેદશાસ્ત્ર એમ વદે.　　　મન. ૫

પદ ૪ રાગ ઉપરનો,

જીવ અજ્ઞાની, દેવ મંદિરમાં દરશન કરવા જાય છે;
તારૂં આપ તપાશ, કાયા મંદિરમાં પ્રેરણા કોની થાય છે.ટેક.
અપરોક્ષ પ્રભુને તું ના ભાળે, અભિમાન અજ્ઞાન અંધારે;
સદ્ગુરૂ વિના કોણ સમજ પાડે.　　　જીવ. ૧

જડને નિત્ય જઈ રહ્યો બાઝી, તું વિચારી જો પામર પાજી;
પાષાણ મુરતીને દેખી થાય રાજી. જીવ. ૨
વેદશાસ્ત્ર વાંચી ના દેખે, મિથ્યા પાંચ ભૂતને જઈ પેખે;
પ્રત્યક્ષ ચૈતન્ય પ્રભુને ઉવેખે. જીવ. ૩
ગુરૂજ્ઞાને દેહાભિમાન ગળે, કામ ક્રોધ લોભ મોહ ટળે;
અંતરજામી ઘટમાંહી મળે. જીવ. ૪
કહે સોમો પૂરવનાં પુણ્ય જાગે,તેની ભૂલ ભ્રાન્ત ભ્રમણા ભાગે;
સદ્દગુરૂ સેવ્યે અનુભવ જાગે. જીવ. ૫

પદ ૫ રાગ ઉપરનો.

દેહ વૈરાગ વિના, તૃષ્ણા ના તુટેરે આ લોકની;
મન વૈરાગ વિના, ત્યાગ ના થાએ પરલોકના ભોગની. ટેક.
વૈરાગ વિના શું ભજન ગાવું, વૈરાગ વિના શું તિરથ જાવું;
વૈરાગ વિના શું ગંગામાં નહાવું. ૧
વૈરાગ વિના શું વૃત્ત કરવું, વૈરાગ વિના શું સત્સંગમાં ભળવું
વૈરાગ વિના શું ભવસાગર તરવું. ૨
વૈરાગ વિના શું હરિકથા કિર્તન, વૈરાગ વિના શું દેવદર્શન;
વૈરાગ વિના ના થાય પ્રભુ પ્રસન્ન. ૩
વૈરાગ વિના શું સાધન કરવું, વૈરાગ્ય વિના શું ધ્યાન ધરવું;
વૈરાગ વિના શું કાશીમાં ફરવું. ૪
વૈરાગ વિના શું શિષ્ય થવું, વૈરાગ વિના શું શાસ્ત્ર ભણવું;
વૈરાગ વિના શું ઉપદેશ કરવું. ૫
વૈરાગ વિના કાંઈ સુખ નથી, કેટલું કહું આ જીભથી કથી;

જુઓ વેદશાસ્ત્ર માંહી મથી.　　　　૬

મનમાં સાચો વૈરાગ થાએ, સૂક્ષ્મ વાસનાનું મૂળ જાયે;

કહે સોમો મોક્ષ પદ પાયે.　　　　૭

## રાગ ગઝલ.

જીવ એ દુનિઆમે આયા હે, હરિકા ભજન કરને કો. ટેક

ઇશ્વરે જગત રચાયા, સુંદર સાજ સજાયા;

અકળીત ખેલ બનાયા, દેખ અગમ ગતિ કો.　　જીવ૦ ૧

સુંદર ઝાડ બનાયા, પૃથ્વી પાહાડ બનાયા;

જમના નિર બહાયા. સોભા ગગન મંડલ કો.　　જીવ૦ ૨

અનેક તારા દીખાયા, કારી બાદલકી છાયા,

ચંદા સુરજ પ્રકાશા, સબકો ધંધે લગાને કો.　　જીવ૦ ૩

ગગનમેં ગરજના હોતી, મેઘકી ઝડી તો પડતી;

બીજલી ચમકારા કરતી, દેખ ચૈતન્ય સત્તા કો.　　જીવ૦ ૪

પ્રભુ ખાના પિના દેતા, સબકી સંભાળ વો લેતા;

વિશ્વંભર વિશ્વકા ભર્તા, દેતા હે કીડી કુંજરકો.　　જીવ૦ ૫

ઈશ્વરકું યાદ કર પ્યારે, આયા જન્મ કયું હારે;

બિપત્તિમેં દુઃખ પ્રભુ ટારે, સમરથ સહાય કરનેકો.જીવ૦ ૬

સોમાકું વિશ્વાસ આયા, ગુરૂકી કૃપાકુ પાયા;

પ્રભુએ અબ તક જીવાયા, કર સમરણ ઇશ્વર કો. જીવ૦ ૭

## પદ રાગ—ચાબખાનો.

મૂરખ મન પથ્થર શું પ્રોયું, જાગી ઘટમાં ના જોયું; ટેક.

આપ તણો આદિના વિચાર્યો, આયુષ્ય સઉ ખોયું;

જન્મ ધરીને જનુનીનું, શીદ ઉદર વગોવ્યું રે. મુ૦૧
દેવલ દેખી થાય હરાયું, અંતર નવ ધોયું;
અસત્યના ઠાકોર ભર્યા, બીજ સત્યનું ના બોયું રે, મુ૦૨
અખંડ આત્મા પદે ન ચોટયું, માયાને મોહ્યું;
ગંગા સ્વરૂપી ગૌને મુકી, ગર્ધવને દોહ્યું રે. મુ૦૩
કાજળ લેઇને મુખ પર ચોળ્યું, ચંદન પેઠે લોહ્યું;
નરસીંહ કહે આ મુરખ મન, તે પુઠે બહુ રોયું રે. મુ૦૪

## પદ રાગ ઉપરનો.

અખંડ એક આત્માને જાણો,મુરખ થઇ શીદ પુંજે પાહાણો.
ચૈત્યન પુરૂષ આંગણે આવે, અરપે ન એક દાણો;
પાષાણ કાષ્ટને ધાતુની પુઠે, મીથ્યા અવટાણો રે. અ૦૧
પાણી ઉપર રહેમ ના રાખે, મુર્તિ જોઈ મકલાણો;
અસત્યને કપટ તણી તો, ભરી બહુ ખાણો રે. અ૦૨
પ્રલ્હાદ આદિ ભક્ત તણી, તમે રહેણી ઉર આણો;
ઇશ્વર મય આ જગ્ત જાણ્યું તો,લીધી શુભ લ્હાણો રે.અ૦૩
જડ ચૈતન્ય સૌ હરિમય જાણી, અદ્વૈત રૂપ નાણો;
નરસિંહ તત્વ સદા સમજીને, નિર્ભય પદ માણોરે. અ૦૪

## ભજન રાગ ચાબખાનો.

અજ્ઞાની કહ્યું માને નહી, મરે પોતાના ડહાપણ મહી; ટેક.
હરિ ભજનમાં આળસ આવે, નિંદામાં પેહેલી થઈ;
લવરી કરતાં નવરી ન મળે, બોલી ઉઠે ઝટ લઈ. અ૦ ૧
પરનિંદામાં શુરા પુરી, જઇ પહોંચે ગધડા મહી;

ખોટું પરને આળ ચઢાવે, જુઠું બોલતાં ડરે નહી. અ૦ ૨
સંત સાધુની નિંદા કરે, ગાળો દે ઢગડા કહી;
જમડા કાકા લઈ જશે, ત્યારે ખબર પડવાની બઈ. અ૦ ૩
પ્રભુ ભજન તુને ગમતું નથી, પુણ્યમાં ખરચે ન જઇ;
ધર્મરાજા તારાં લેખાં લેશે, નાખશે ચોરાશી મહી. અ૦ ૪
સતગુરૂને સેવ્યા નહી, કેમ સંસાર તરશો ભાઈ;
કહે સોમો સમ ખાઈ સાચું, એ જીવ પડશે નરકમહી અ૦૫

## ભજન રાગ ચાબખાનો.

પાત્ર જોઇને કરવો સંગ, નહિ તો પડશે ભજનમાં ભંગ.ટેક.
પાત્ર જોયા વિના બોધ ન કરીએ, જેમ કાળોરે ભોરંગ;
દૂધ પાઇને ઉછેરીએ પણ, તેમાં ઝેર થાય તરંગ.　　પા.૧
સાકુટને બોધ ન લાગે, જેમ મુઝ ડબોયો ગંગ;
તાણુતાં તે ટુટે નહી, જેમ તાણે તેમ તંગ.　　પા.૨
સદ્‌ગુરૂનો અવગુણ માને, દોષ જુવે દેહના જંગ;
પથ્થર કદીએ પલળે નહિ, એને ટાંકે અગ્નિ વરસંગ. પા.૩
શુદ્ધ પાત્ર ગુરૂ વચન માને, નિત્ય કરે સત્સંગ;
કહે સોમો મુક્તાનંદ ચરણે, જો ઉલટે પ્રેમ ઉમંગ.　　પા.૪

## ભજન ૧.

સંસારી જીવે, સુખ લેવાની જુક્તિ ન જાણી;
સદ્‌ગુરૂ વિના તે કોણ આપે, સમજણ પામર પ્રાણી.સં૦ ૧
સત્સંગતમાં ઘડીએ ન બેઠો, ફરે ઘર ધંધાની ઘાણી;
માત પિતા નારીના સંગે, બહુ હેત કરે અજ્ઞાની. સં૦ ૨

નિંદ્રા ભોજન ભોગ મૈથુનમાં, આયુષ્ય બધું ખોયું;
બુદ્ધિ હિણે વિચાર ન કીધો, જાગીને ન જોયું. સં૦ ૩
વિષય સુખમાં આણંદ માને, વિષયી મુંઢ અજ્ઞાની;
બુદ્ધિબળ આવરદા ખોયો, વિષય રસ નિત્ય માણી. સં૦ ૪
સુખ લેતાં દુઃખજ આવે, પાછળથી પસ્તાણો;
પેટચોળી પીડ ઉભી કીધી, મહા દુઃખમાં ઘેરાણો. સં૦ ૫
કહે સોમો મુક્તાનંદ ચરણે, વિચાર વિના દુઃખ આવે;
આત્મ સુખ જો લેવું હોય તો, કર સત્સંગત ભાવે. સં૦ ૬

## ભજન ૨ રાગ ઉપરનો.

સંસારી જીવ, સદ્‌ગુરૂનું કહ્યું નવ માને;
પામર બુદ્ધિ સમજે નહી, મત પોતાનો તાણેરે. સં. ૧
ગુરૂ પ્રબોધે પ્રેમ ભાવથી, બોલ ધરે નહિ કાને;
અકરમીને વિચાર ન આવે, હીત અહિત ન જાણે. સં૦ ૨
વિષય રસ માણવા સારૂ, નારી સંગે હેત લાવે;
પ્રભુ સેવા ભજન હે મુકી, સદ્‌ગુરૂ સંગ ન ભાવે. સં૦ ૩
જ્ઞાની સંગે રહે નહિ ને, અજ્ઞાની સંગે ચાલે;
કલ્યાણનો મારગ મુકીને, મિથ્યા સુખમાં મહાલે. સં૦ ૪
સાકુટને જ્ઞાન ન આવે, ગુરૂ દ્રોહી તેને કહેવો;
નહાવું ધોવું પુજા વિસારે, થાય મ્લેચ્છના જેવો. સં૦ ૫
પુણ્ય દાનમાં શ્રદ્ધા નહી, વેદશાસ્ત્રને ન માને
કહે સોમો મુક્તાનંદ ચરણે,તે જીવ જાય નર્કની ખાણે.સં.૬

## પદ ૧. રાગ—વાલાજીના મહીનાનો.

બ્રહ્મ જ્ઞાની ગુરૂ મળિયા મનના ભાવતા,
તેમણે કર્યો મને દેહ થકી તો વિદેહજો;
હું મારૂં એ મટી ગઇ મનની માનતા,
સેજે ટળિયાં ચીત્તથી સુત ધન ગેહ જો. બ્રહ્મ. ૧
પોતાનો જાણી મુજપર કીરપા કરી,
જોયો નહિ કાંઈ અપરાધીનો ફંદ જો;
આપીને વરદાન ભવનો ભય ટાળિયો,
પાયું મુજને અમૃત બ્રહ્માનંદ જો. બ્રહ્મ. ૨
ગુરૂએ કીધું તું પૂરણ પરમાત્મા,
એ મારગમાં કીધો મેં પ્રવેશ જો;
જાગૃત સ્વપ્ન સુષુપ્તી મુકી ચાલીયા,
આગળ દીઠી તુરિયાવસ્થા શેષ જો. બ્રહ્મ. ૩
તુરિયાથી આઘેરી ઉનમુની પાંચમી,
તેનું નિર્વિકલ્પ સમાધી નામજો;
તે સ્થળ જોતાં આવાગમન વિસર્યું,
લાધ્યું મારૂં સુખ સ્વરૂપ શુભ ધામ જો. બ્રહ્મ. ૪
જાગૃતમાં હું ધારી સર્વ સંગાથને
ઇન્દ્રી દ્વારા કરતો નાહાના વહેવાર જો;
સ્વપ્નમાં નવ તત્વ કલેવર આથડે,
તેના સુખ દુઃખનો હું જાણુન હારજો. બ્રહ્મ. ૫
લીન થાયે ત્યાં તો સુષુપ્તી પાધરી,

કાંઈ નથી ત્યાં હુંજ પ્રકાશક એકજો;
જાણનહારી તુરીયાથી હું વેગળો,
જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેય તણી ત્યાં ટેક જો. બ્રહ્મ. ૬
બોલું પણ મુન્ય ટળે નહી માહરૂં,
દેખીને ન દેખું એવી રીતજો;
સાંભળતો પણ સાંભળું નહિ કોઈ વાતને,
એ છે અનુભવ મારો વેદ વીદીત જો. બ્રહ્મ. ૭
અગ્નિ સંગે શીતળ લોહું તાપીયું,
લોહુ બળે પણ અગ્નિએ કહેવાય જો;
મારી ચૈતન્યતાને ઓલ્યાં આશરી,
ઇંદ્રી તન મન ચૈતન્યવત દેખાય જો. બ્રહ્મ. ૮
હું અસંગ છું સંગ નહિ મારા અંગને,
તક પડયું માંહી માંખણ અળગું હોય જો;
ભાસુ સહુ સરખો પણ સહુથી વેગળો,
સ્ફટીકમાં ભાસ ન હોય કાંયજો. બ્રહ્મ. ૯
સઘળે વ્યાપક અમલો જેમ આકાશ છે,
ઘટ મઠ જેમાં ભેદ ન બોલ્યો જાય જો;
અનુવત સરવમાં પુરણ પરમાત્મા,
જીવ ઇશ્વર બે ભેદ અવિદ્યા માંયજો. બ્રહ્મ. ૧૦
એવો હું પરિપુરણ ચિદ્દઘન એકલો,
બીજું કલ્પિત જેવરિમાં જેમ સાપજો;
વાચારંભણ નામ રૂપ પરપંચથી,

વિલક્ષ્યો કૈવલ્ય ચૈતન્ય આપો આપજો.　　બ્રહ્મ. ૧૧
ચૈતન્ય કહું તો જડતા કલપીએ,
કાંઈ વિશેષણ દીધું ન દેવાયજો;
મુંગો શું કહે ખાંડ તણારે સ્વાદને,
જેમનો તેમ છે સોમો કેમ કહેવાય જો.　　બ્રહ્મ. ૧૨

પદ ૧ (ઓધવજી સંદેશો કહેજો સામને.) એ રાગ,

મનતું ઘટમાં જોને વિચારીને,
　　પાંચ ભુતની કાયા તારી થાયજો;
પૃથ્વી જળ તેજ વાયુ આકાશ છે,
　　માત પિતાના બુંદથી દેહ બંધાયજો.　　મન. ૧
અન્ન જળ ખાવાથી સ્થુળ દેહ વધે,
　　દેહને આત્મા માનીને તું ભટકાય જો;
વિષય માણવાને પ્રયત્ન તું બહુ કરે,
　　ઇંદ્રિયો ભોગે આનંદ તુજને થાયજો.　　મન. ૨
એમ સમજીને આયુષ્ય ખોયું બધું,
　　ગુરૂ જ્ઞાન વિના મુરખ ગમારજો;
ઇંદ્રિયો આત્મા નહિ તું જાણજે,
　　મન બુદ્ધિ આદિ પ્રાણ ન ધારજો.　　મન. ૩
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તે તું નહિ,
　　કારણ મહાકારણ દેહ કહેવાયજો;
તુરિયા વસ્થા મુકીને તુરિયાતિત છે,
　　નિરંજન નિર્ગુણ નિર્લેપ વેદ ગાયજો.　　મન. ૪
ક્ષુધા પિપાસા એ ધર્મ છે પ્રાણનો,

હર્ષ શોક તે મનનો ધર્મ જાણજો;
જરા મરણ આ સ્થુળ દેહને થાય છે,
અજન્મા તું આત્મા નિશ્ચે માણજો. મન. ૫
નિરાવય અદ્વૈત કુટસ્થ બ્રહ્મ એકલો,
અનાદિ અભેદ તારો જગ વિલાસજો;
કહે સોમો અદ્‌ભુત ચૈતન્ય રૂપ છે,
તે સમજે તો પુનર્જન્મ થાય નાસજો. મન. ૬

પદ ૨ (રાગ ઉપરનો.)

મન તું સદ્‌ગુરૂ સંતને સેવને,
જેથી તારા મનની દુગ્ધા જાયજો;
નામ જપે પણ નામીને નવ ઓળખે,
નામી ઓળખ્યા વિના કલ્યાણ ન થાયજો. મન. ૧
નામથી નામી તો રહે છે વેગળો,
પિંડ પ્રપંચ ને પરાની પારજો;
સૌ નામ તણો તો એક દીન નાશ છે,
અનામી નામને ઉરમાં ધારજે. મન. ૨
સત્ય વિચારે કહેવા જેવું કાંઇ નથી,
અવાચ્ય પદ છે નાવે વાણી માંયજો;
કથનીમાં આવે તે મિથ્યા જાણજે,
અકથનિ એ અનામી સત્ય હોયજે. મન. ૩
અરૂપ અખંડ અજર એક બ્રહ્મ છે,
નિર્ગુણ નિર્લેપ કુટસ્થ કહેવાયજો;
ચૈતન્યનો ભાસ પડે છે બુદ્ધિના મહિ,
તેથી તારૂં જીવાત્મા નામ ધરાયજો. મન. ૪

પુણ્ય પાપનો ભોક્તારે બુદ્ધિ જાણજે,
આવાગમન ચિદાભાસ સંયુક્ત હોય જો;
નિત્ય શુદ્ધ ચૈતન્યમાં ન માનિયે,
ઘટ મઠ આકાશ કેરી ન્યાયજો. મન. ૫
આત્મ એકરસ અક્રિય માણજે,
ત્યારે તારી જરા મરણ ભ્રાન્તિ જાયજો;
કહે સોમો સદ્‌ગુરૂ જ્ઞાન વિચારજે,
જીવતાં તુજને સુખ શાન્તિ થાયજો. મન. ૬

પદ રાગ લાવણી.

સદ્‌ગુરૂ જ્ઞાન લહો મન મેરા, છોડિ દ તું અભિમાના;
કામ ક્રોધે ઘટ ભિતર ભરિયા, બહાર કરે જલ સ્નાના. ૧
બહિરંગ સાધન કરતે નિશદીન, ભેખ લિયા હે ભગવાના;
તામસ ગુણમે રહે મદમાતા, સતોગુણ ઉર નહિ આના. ૨
પંથ માગેકા ચિન્હ બનાકર; મનમેંહી બહુત ગુમાના;
ભેખ દેહકા અધ્યાસ ન છુટા, સિતારામકું નહિ જાના. ૩
બાહેર ક્રિયા કરિ કરિ મરતે, ઉપર દેહકું ધોલાના;
બિના જ્ઞાન મન શુદ્ધ ન હોવે, દિલકા ડાઘ નહિ જાના. ૪
અપના કલ્યાણકી ખબર નહીં, ક્યા કરે પર કલ્યાના;
પરોપકારમેં નાંહી પ્રીતિ, સ્વારથમેં બુદ્ધિ આના. ૫
કહે સોમો મુક્તાનંદ ચરણે, હજુ સમજ મન દીવાના;
અહં મમતાકું ત્યાગ કર બંદા, મિલેગા શ્રી ભગવાના. ૬

પદ ૨–રાગ ઉપરનો.

પરઘર જાકે પાટ માંડે, ધુપ જ્યોતિકું જલાના;
અપના ઘરમેં ઘોર અંધેરા, પરકા અન કુતી ખાના. ૧

સુવા પાછળ આળ બંધાવે, એ મુરખ હૈ અજ્ઞાના;
જીવતાં નીજ ઘર જોયા નહીં, મુએ કૈસે મુક્તિ પાના. ૨
ધન ધુતારે મિલે ગુરૂવા, જીવ પાખંડમે ભરમાના;
વેદ શાસ્ત્રકી બાત ન માને, મુખસે બાતે બનાના. ૩
કંચન કામનીસું પ્રીતિ કરકે, વિષય રસકું નિત્ય માના;
ગુરૂવા થઇને ધર્મ બિગાડે, સમજે નહિ જીવ નાદાના. ૪
મત પડો ઐસે ધુર્ત ફંદમે, સદ્દગુરૂકા લ્યો જ્ઞાના;
સત્ય ધર્મકું ધારણ કરકે, છોડો ગુરૂવા અજ્ઞાના. ૫
સંત સંગતમેં જાકર બેઠો, સમજ લ્યો સદ્દગુરૂ સાના;
કહે સોમો મુક્તાનંદ ચરણે, જીવતા હોવે કલ્યાના. ૬

## ૫૬.

સોહં સોહં સોહં સદા બોલરે ભાઈ;
સમજ લે ગુરૂ સાન, હરદમ ધુન્ય લગાઈ. ૧
વેદ શાસ્ત્ર યેહી કહેતે, સત્ય બાત બતાઈ;
આવા ગમન ફેરા, તેરા મિટેતો જાઈ. ૨
સત સંગતમેં બેઠ પ્યારે, ભાવ શુદ્ધ લાઈ;
અંતર હરિ ભજન કર, ગુણ નિત્ય ગાઇ. ૩
દિલસે છોડ વિષયકી લાલચ, મનુષ્યા દેહ આઇ;
દેવતાકું હૈ દુર્લભ, કહત સંત સમજાઈ. ૪
આયા હૈ અવસર તેરા, મત ભુલના ભાઈ;
મન અપનેકું વશ કર, સુરતા લગાઈ. ૫
કહત સોમદાસ શિખ માન લે ભાઈ;
સદ્દગુરૂને સેવિ લે, શુખ શાન્તિકુ પાઇ. ૬

## ભજન રાગ ગરબી.

ભાઇઓ મોક્ષ માટે શીદ તમે રડવડો જો;
સેવી સદ્ગુરૂને શરણે જઇ રહો જો. ભાઇઓ. ૧
ચાર ધામ માંહી મોક્ષ નથી ભર્યો જો;
કોઇને તીર્થમાંથી મોક્ષ નથી મળ્યો. ભાઇઓ. ૧
એક હરી વિના અન્ય કાંઇ છે નહિ જો.
એવી વાત તો વિસ્તારથી વેદે કહી જો. ભાઇઓ. ૨
પાણી પાષાણથી મોક્ષ કદી નહિ મળે જો;
સેવી સદ્ગુરૂને મોક્ષે લ્યો કળે કળે જો. ભાઇઓ. ૩
ગુરૂ કૃપા ને પુરૂષાર્થ હોય આપણો જો;
નરસિંહ ટળે કલેશ આ જીવ તણો જો. ભાઇઓ. ૪

## ભજન ૧ સદગુરૂના ઉપકાર વિષે.

ધન્ય ગુરૂદાતા મેરા ધન્ય ગુરૂ દેવારે, સતગુરૂ નામ સુણાયાજી;
ગુરૂનો મહિમા પળપળરે વખાણું તો, પ્રાશ્ચિત સઘળાં રે જાયજી.
સુતો જગાડયો ગુરૂએ દેશ દેખાડયોરે, અલખ પુરૂષ ઓળખાયાજી;
બુડતા ભવસાગરમાંથી ગુરૂજીએ તાર્યા તો, જમના હાથેથી છોડાવ્યાજી.
ખાલ પડાવું મારા શરીર કેરીરે, સોનેરી રંગ લગાવુંજી;
જોડા શીવાડાવી મારા ગુરૂને પેહેરાવું તો,ગુણના ઓશિંગણ થાઉંજી.
અન્નદાન દેવે મરને ભોમિદાન દેવેરે, કંચનના મેહેલ લુટાવેજી;
કાશીકુળક્ષેત્રમાં જઇ કન્યાદાન દેવે તો,નાવે મારા સદ્ગુરૂના તોલેજી.
સદ્ગુરૂ મળિયા મારા સંશય ટળિયારે, લક્ષરે ચોરાશી છોડાયાજી;
ગુરૂના પ્રતાપે બાવો રામૈયો બોલ્યા તો,મુક્તિના મારગ બતાયાજી.

## પદ—રાગ કાફી—ઉપદેશી.

ધન આજની ઘડી, ગુરૂ પધારીને પ્રેમે પાવન કીધાં;
થઈ મહેર ઘણી, ગુરૂ દયાળે દરશન અમને દીધાં. ટેક.
હરીજન છે હરી સરખા હેલી, એને મળીએ મરજાદા મેહેલી;
થાય અરસ પરસ આણંદ હેલી. ધન આજની. ૧
ગુરૂ ચરણે જઇએ તો છે સુખ ઘણું, ડગલે ડગલે ફળ જગ્નતણું;
તેમની સેવાનાં ફળ શ્યાંરે ભણું. ધન આજની. ૨
સંત વૈકુંઠ પતીને અતિ પ્યારા, સંત બ્રહ્માનંદ રસ પીનારા;
એવા સંતથી હરી નથી ન્યારા, ધન્ય આજની. ૩
સંત ભેટે ભવ દુ:ખ દુર પળે, પરમારથ પણે પરિબ્રહ્મ મળે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળે. ધન આજની ૪
સ્હેપ્રિતમ પુર્વનાં પુણ્યફળ્યાં;જેના આંગણે હરિજન આવીમળ્યા;
તેને ઉર આનંદના ઓઘ વળ્યા. ધન આજની. ૫

## પદ રાગ ઉપરનો

મેં આત્મ ઓળખ્યો, અનુભવિયાને આશક લાગ્યો અંગે;
સોબત સરસ બની, અહોનીશ રમિયે સદગુરૂ કેરા સંગે. ટેક.
જેણે સદગુરૂ સંતની શીખ માની,તેણે અગોચર ભક્તિ કરી છાની,
આ વાતો કોઇ વિરલે જાણી. મેં. ૧
હું તો ગમ પડીને ગગને ચાલી, ગુરૂ ચરણમાં સુરતા મારી;
પીઆ પાલવડો રહી છું ઝાલી. મેં. ૨
હવે ગગને ચઢીને અમે નિત્ય ગઇએ,હવે જ્યાં ત્યાં જોવા શીદ જઇએ
મારા ગુરૂના દેદાર પળપળ લહીએ. મેં ૩
જેને સદગુરૂ મળ્યા તેનાં તન ટાઢાં, એને પાંચ પચીસનાં જોર માઠાં
એવા ભારથી રેવાનાં વકર્મ નાઠાં. મેં ૪

## પદ રાગ-( બોધકમાં નહિ બાધરે, પાત્રમાં પાપ રહ્યું છે એ રાગ )

બાઇ મારાં ભાગ્ય ભળ્યાં રે, મળ્યો મુને સદ્ગુરૂજીનો સંગ;
સદ્ગુરૂજીનો સંગરે, બાઈ મારાં ભાગ્ય ભળ્યાં. મળ્યો મુને. ટેક.
સદ્ગુરૂજીનાં દરશન કરતાં, મુને ચઢે છે ચોગણો રંગરે. બાઇ. ૧
અડસઠ તીરથ મારા સદ્ગુરૂ ચરણે, કોટીકાશી ને કોટી ગંગરે. ૨
દુરિજનનો સંગ ન કરીએ,પાડે ભજનમાં ભંગરે. બાઈ મારાં ૩
નિંદાના કરનાર નર્કમાં જાશે, અવતરશે થઈને ભોરંગરે. બાઈ.૪
બાઈ મીરાં કહે સંત ચરણરજ, ઉડીને લાગો મારે અંગરે.બા. ૫

## પદ રાગ ઉપરનો.

સંતસંગ તે મન લાગ્યરે, તેરી આછી બનેગી. સતસંગતે. ટેક.
હંસનકી ગતિ હંસહી જાને, કયા જાનત હે કાગરે. તેરી આછી ૧
સંતકી સંગતે પુરણ કમાઈ, હોય તેરો બડા ભાગરે. તેરી. ૨
ધ્રુવકી બન ગઇ પ્રહ્લાદકી બનગઇ,હરીસમરણ વેરાગ્યરે.તેરી.૩
કહેત કબીર સુનો ભાઈ સાધુ, રામ ભજનમાં રાગરે. તેરી. ૪

## પદ-રાગ સામેરી.

હું તો તને વારૂંરે, આવીને તે શું કર્યું રે;
હરી હીરો ખોયો ને વહોરયો સંસાર;
હૈયાના ફુટયારે આંખે થયો આંધળોરે,
વિસારી તેં મેલ્યારે દીન દયાળ.　　　　હું તો. ૧
મારા સાળા મુરખરે, બુદ્ધિ તારી કયાં બળીરે,
માથે તો ભમતો ન દિઠો કાળ;
ગયાટા ને હાંકેરે તું તો બધા ગામનારે,

વિચારી ન જોયું સાર અસાર; હુંતો. ૨
મનુષ્યા જનમરે મેળવ્યો તેં ધુળમાં રે,
હિંસા ઉપર ઘાલી હામ;
જણ્યો તને ત્યારેરે આડે શે ન આવિયોરે.
તારી માની કુખે ન દિધો ઠામ. હુંતો. ૩
સગાંને સંબંધીરે બુડાવાને સૌ મળ્યાં રે,
તરવાને પ્રભુનું નામ સંભાર;
ચટકો તુંને લાગેરે, ઝટપટ જાગજેરે;
હવે તું તો ગાફલ ન રહીશ ગુમાર. હુંતો. ૪
ડહાપણ તેં ડોળ્યું રે સ્વારથ સાથમાં રે;
પરમારથની ન જાણી પેર;
રણછોડ કહે છે રે રાંડના તું ચેતજેરે,
વહી જાય છે દીન ભજનની લેહેર. હુંતો. ૫

ભજન—રાગ ગરબી.

સીતારામને ભજીને લ્હાવો લીજીએ રે,
મુખે રામ કૃષ્ણ રામ કૃષ્ણ કીજીએરે. સીતારામને. ૧
ઘડી ઘડીમાં આવરદા ઓછા થાય છે રે,
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે. સીતારામને. ૨
તારૂં જોબન જાશેને જરા આવશેરે,
તને ભાણે ભોજન કેમ ભાવશેરે. સીતારામને. ૩
તારાં વાહાલાં વેહેરી થઇ લાગશેરે,
તારી દેહને દેખીને પાછાં ભાગશેરે. સીતારામને. ૪
કાંઈક ધર્મ કરો તે આડે આવશેરે,
એતો જમડાના માર મુકાવશેરે. સીતારામને. ૫

સખી રામદાસ કહે નરનારનેરે,
ગુરૂ સેવી ઉતરો ભવ પારનેરે.　　　　સીતારામને. ૬

### ભજન—રાગ ગરબી.

ગુરૂ વિના બીજી કોણ તારી બેલછે રે.
હરી ભજે તો સુખડાંની રેલછે રે.　　　　ગુરૂ વિના. ૧
માત પિતા મતલબ કેરાં સ્વારથી રે,
નાડી તુટે ત્યારે કોઇ કોઇનું નથી રે.　　　　ગુરૂ વિના. ૨
ગાડી રથડા હાથીને વળી ઘોડલા રે,
મેલી મરવું રહેવું છે દહાડા થોડલા રે.　　　　ગુરૂ વિના. ૩
મોટા રંગનાં ભરેલાં રૂડાં માળિયાં રે,
એકદીન સુવું સમશાને અકાળિયાં રે.　　　　ગુરૂ વિના. ૪
ઘણા દેશોમાં હુકમ જેના ગાજીયારે;
એવા રૂડાના પીટાઇ ગયા રાજીયારે.　　　　ગુરૂ વિના. ૫
ભણ્યા ગણ્યા મરી ગયા કંઇક ભોગિયારે,
ગુરૂ શરણ વિના ભવોભવ રોગિયારે.　　　　ગુરૂ વિના. ૬
ડાહ્યા ડાહ્યા ગવાતા નીજ દેશમાં રે,
પ્રભુ ભજ્યા વિના પેઠા પશુ વેશમાં રે.　　　　ગુરૂ વિના. ૭
કોમળ કાયા અગ્નિ કેરા કાજનીરે,
રૂદે રાખને શિખામણ રૂપિરાજનીરે.　　　　ગુરૂ વિના. ૮

### રાગ ધોળ.

હરિ ગુણ ગાવામાં હુસીલા, જગમાં હરિનારે જન;
ખર શું ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મન.
પામર પ્રભુ રસ તે શું પીએ.　　　　ટેક.
કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ;

પાનનાં બીડાં શાં પાડાને, પાડો માગે પરાળ; પામર. ૧
અંધા આગળ શી આરસી, સમજે છાણાં સમાન;
બહેરા આગળ શું બોલવું, કેમ કરી ઉઘડે કાન. પા૦ ૨
ભમરે ગંગાને ભોળવી, બધો દેખાડયો બાગ;
જોતાં વાડીનાં ઝાડવાં, ભાળ્યો વિષ્ટાનો ભાગ. પા૦ ૩
સ્વાન સમઝે નહી સંપમાં, અગણીત દેતાં ઉપદેશ;
નજરે ન્યાતિલાને નીહાળીને, દીલમાં દાખવે દ્વેશ. પા૦ ૪
અન્નનાં ભોજન શાં ઊંટને, રીઝે આંખરને જોઇ;
ઈતડી વળગી આડાણમાં, પીસે પય છાંડી લોહી. પા૦ ૫
પુરૂષોતમ ઇચ્છે પાવેયો, એકે ના મળે ઇલાજ;
કાળી કામળને કરમજનો, રંગ ન લાગે રૂષિરાજ. પા૦ ૬

## ભજન.

ધન્ય જેણે હરિ ગુણ ગાયા, સંસારમાં. ટેક.
બીજા સૌ જાણજો ભવાયા, સંસારમાં. ધન્ય.
હાથી ઘોડા સુખ પાલ બેઠે શું થયું, (૨)
શું થયું મેળવી માયા, સંસારમાં ધન્ય.
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં, (૨)
દુર રહેશે સુત વિત દારા, સંસારમાં. ધન્ય.
દયાના પ્રીતમ ભજો નંદના કુંવરને, (૨)
સફળ થાશે તારી કાયા, સંસારમાં. ધન્ય.

## રાગ ઉપરનો.

મુને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હરતા. ટેક.
વહાલાજી મારા કરપર ગોવરધન ધાર્યો, (૨)
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ. હરિવર.

વહાલાજી મારા, કાળી નાગે તે ફંદ કીધો, (૨)
લટકાળે નાથી દીધો રામ.　　　હરિવર.
વહાલાજી મારા કંસ હતો બહુ અહંકારી, (૨)
મોહનજીએ નાખ્યો મારી રામ.　　　હરિવર.
વહાલાજી મારા તંદુલ સુદામાના લીધા, (૨)
એના મહેલ કંચનના કીધા રામ.　　　હરિવર.
વહાલાજી મારા કુબજાનું ચંદન લીધું, (૨)
એને રૂપ અનુપમ દીધું રામ.　　　હરિવર.
વહાલાજી મારા પંચાળી સભામાં પોકારે, (૨)
ચીર પુર્યાં કૃષ્ણ મુરારે રામ.　　　હરિવર.
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા, (૨)
પીંગળના પ્રાણથી પ્યારા રામ.　　　હરિવર.

રાગ ઉપરનો.

વ્હાલો મારો સાચાનો સંગાથી રામ, જેણે પ્રીત કીધી. ટેક.
વ્હાલાજી મારા પ્રથમ ધ્રુવે પ્રીત કીધી,
તેને અવિચળ પદવી દીધી રામ, જેણે પ્રીત કીધી. વ્હાલો.
વ્હાલાજી મારા બળિને બોલાવી વાચા લીધી, (૨)
ત્રણ ડગલા પૃથ્વી લીધી રામ, જેણે પ્રીત કીધી. વ્હાલો.
વ્હાલાજી ગજે જળમાં ગર્જના કીધી, (૨)
તેની તરત ખબરો લીધી રામ, જેણે પ્રીત કીધી. વ્હાલો.
વ્હાલાજી મારા હેતે વિદુરની ભાજી ખાધી, (૨)
સંત વચને ગુણકા સીધી રામ,જેણે પ્રીત કીધી. વ્હાલો.
વ્હાલાજી મારા વૃંદા તે વનના વાસી, (૨)
એમ બોલ્યા જીવણ દાસી રામ, જેણે પ્રીત કીધી. વ્હાલો.

## ભજન.

ભકતોની ભીડે હરિજન કહો કયાં હું નાવ્યોજી.
એમ કહે શ્રી રણછોડ રાયો રે રે. ભક્તો. ટેક.
કબીર સારૂ હુતો વણઝારો થઇને (૨)
પોઠ ભરીને ઘેર લાવ્યોરે રે. ભકતો.
ધના ભગતની મેં ખેતી નીપજાવી (૨)
ઘઉંનાં ગાડાં ભરી લાવ્યા રે રે. ભકતો.
સેના ભગત સારૂ સનમુખ રહીને (૨)
હું સેનો નાઇ કહેવાયોરે રે. ભકતો.
પ્રહલાદની મેંતો પાળી પ્રતિજ્ઞા (૨)
સ્થંભમાં વાસ કરાવ્યોરે રે. ભકતો.
નામ દેવ સારૂ મેં મારેજ હાથે (૨)
ઘરનો છાપરો છાયોરે રે. ભકતો.
દામાજી સારૂ સામો મહાર થઇને (૨)
ભરણું ભરીને પોચ લાવ્યોરે રે. ભક્તો.
નરસીંહ મેતાને માંડલીક મારવાને આવ્યો. (૨)
કેદારો મધ્ય રાત્રે લાવ્યોરે રે. ભકતો.
કુંવર બાઇનું મેં પુર્યું મામેરૂં (૨)
મેં સૌનો કર ચુકાવ્યોરે રે. ભકતો.
દાસ નારણસિંગ કહે કરૂણા કરીને (૨)
કૃષ્ણજીએ કર મારો સહ્યોરે રે. ભક્તો.



### પદ ૧ રાગ;

(જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી) એ રાગ.

હૈયાના ફુટા હરી સંગે હેત ન કીધું;
લખ ચોરાશી કેરૂ લગડું, માંથે માગી લીધુંરે. હૈયાના.૧
પેટને અરથે પાપ કરંતા, પાછું ફરી નવ જોયું;
ચાર દિવશના જીવતર સારૂ, મન માયામાં મોહ્યુંરે. હૈયાના.૨
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકિયો ટાળી;
માત પિતા જુવતિ સુત સંગે, વિસાર્યા વનમાળીરે. હૈયાના.૩
આળસ ઉંઘ અતિશે તું જને, કામ બગાડયું તારૂં;
દેવાનંદ કહે દેખ વિચારી, માન કહ્યું તું મારૂંરે. હૈયાના.૪

### પદ ૨ રાગ ઉપરનો.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી;
અંતસમે કોઈ કામ ન આવે, સગાં કુટુંબ સુતનારીરે. અ૦૧
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો;
કાળ કરાળ કઠણ શિર વેરી, દીલમાં કેમ નથી ડરતોરે.અ૦૨
મંદિર માલ ખજાના મહેલી, સુવા ભુપ મદમાતા;
શ્વાન શુકરના દેહ ધરીને, ઘરઘર ગોથાં ખાતારે. અ૦૩
આજ અમુલખ અવસર આવ્યો, હરી ભજવાનું ટાણું;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણુંરે અ૦૪

### પદ ૩ રાન ઉપરનો.

પામર તે પ્રાણી વિસારયા વનમાળી;
મિથ્યા સુખ માયામાં મોહ્યો, ભરમાણો વૈભવ ભાળીરે. પા૦૧
આઠ પહોર અંતરમાં બળિયો, ઘર ધંધામાં ધાયો;

રળીરળી પૈસા ભેળો કીધો, ના ખરચ્યો ના ખાયોરે. પા૦૨
નારી આગળ નિર્લજ થઇને, બીહીતો બીહીતો બોલે;
હડકલાવે હસી બોલાવે, કરી તરણાને તોલે રે. પા૦૩
રાસુ સસરા સંગા સંબંધી, તેની સેવા કીધી;
દેવાનંદ કહે સદગુરૂની, તેં સેવા તજી દીધીરે. પા૦૪

## પદ ૪ રાગ ઉપરનો.

શંખણિયો સરવે, સતસંગ કરતાં લજાવે;
મોંઘો દેહ મનુષ્યનો પામી, એળે જન્મ ગમાવે રે. શં૦૧
મોટા કુળનું નામ ઘણેરૂં, અહાર અતિશે ઊંઘે;
ધણી સંગે કરે ધડાકા, સડાક છીંકણી સુંઘેરે. શં૦૨
માથું જોતાં જુવો મારે, આડી અવળી ચાલે;
રજ સ્વળાનો દોષ ન જાણે, મન ગમે ત્યાં માલેરે. શં૦૩
નહાવે ધોવે નીતિ પાળે, હરિ ભજનમાં પ્રીતિ;
તેની નિંદા કરવા લાગે, હું વાઘણ સઉને જીતીરે. શં૦૪
દારૂ પીવે માટી ખાવે, જીવ મરાવે જાણી;
દેવાનંદ કહે જમના દુત, લેશે અંતે તાણીરે. શં૦૫

## ભજન.

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી, શામળીઆ વાલા;
સઘળું સમજો છો અંતર જામી, નંદલાલા રે.
ભયતો લાગે છે મુજને ભારી, શામળીઆ વાલા;
અંતકાળે શી વલે થાશે મારી, નંદલાલા રે.
સેવા સ્મરણ ના ભાવે કીધું, શામળીઆ વાલા;
રંક સાધુને દુઃખ દીધું, નંદલાલા રે.

હીણો શાસ્ત્રીય સહુ ધર્મે, શામળીઆ વાલા;
પરિ પુરણ છું હું કર્મે, નંદલાલા રે.
સહું જાણે છે ભક્ત સાચો, શામળીઆ વાલા;
પાખંડી પુરાતનથી કાચો, નંદલાલા રે.
બાંહ્ય ગ્રહ્યાની લાજ ધરજો, શામળીઆ વાલા,
પીડા ન પામું એવું કરજો, નંદલાલા રે.
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વાલા;
દોષ ન જોશો દરશન દેજો, નંદલાલા રે.
શ્રી મુખ બોલ્યા તે સાચું કરજો, શામળીઆ વાલા;
દુ:ખ દયાનાં સર્વે હરજો, નંદલાલા રે.

## ભજન ૧

આ ભાઠરે શાન્તિ પમાડે, તેને તો સંત કહીએ;
એના દાસના દાસ થઇને રહીએ,　　　　આ૦ ૧
વિદ્યાનું મુળ મારા ગુરૂએ બતાવ્યું;
ત્યારે મહેતાનો માર શીદ ખાઇએ, (૨)
કીધા ગુરૂજીને બોધ નવ આપે,
ત્યારે તેના ચેલા તે શીદ થઇએ;　　　　આ૦ ૨
વૈદની ગોળી ખાતાં રોગ ન જાય,
ત્યારે તેની ગોળી શીદ ખાઇએ (૨)
લીધા વળાવાને ચોર જ્યારે લુટે,
ત્યારે તેની સોબતે શીદ જઇએ;　　　　આ૦ ૩
કલ્પ વૃક્ષ સેવીએ ને દારિદ્રય રહે,
ત્યારે તેની છાયામાં શીદ રહીએ; (૨)

રાજાની ચાકરીમાં ભુખ નવ ભાગે,
ત્યારે તેની વેઠે તે શીદ જઈએ; ઓ૦ ૪
નામ અમુલ્ય મારા ગુરૂજી આપ્યું,
એતો ચોંટયું છે મારે હૈયે; (૨)
મહેતા નરસિંહની વાણી છે સારી,
શામળાની, શરણમાં રહીએ; ઓ૦ ૫

### ભજન ૧ રાગ ધોળ.

નવ જાય ઝબકડીથી જામની,
રવિ પ્રગટે રહે નહિ રાત. ગુરૂ એવા કીજીએ. ૧
બોધ સુણતાં કરમ બળે બાપડાં,
ઝટ ઓળખાય જીવની જાત. ગુરૂ એવા કીજીએ. ૨
પળ એકમાં પારસ પરસતાં,
હથીઆરનું થઇ જાય હેમ. ગુરૂ એવા કીજીએ. ૩
માયા પડદા મટાડીને મેળવે,
કમળાપતી કુશળ ક્ષેમ. ગુરૂ એવા કીજીએ. ૪
એક અગરચંદને આશરે,
તરૂ થઈ જાય ચંદન તુલ્ય. ગુરૂ એવા કીજીએ. ૫
એમ સદ્‌ગુરૂ શરણથી સેજમાં,
ભવ સંભવની ટળે ભૂલ્ય. ગુરૂ એવા કીજીએ. ૬
આવી પાંખો ઇયળ લાગી ઉડવા,
સાચો મળિયો છે ભમરીનો સંગ. ગુરૂ એવા કીજીએ. ૭
બ્રહ્મ મંત્રે કરી પરી બ્રહ્મને,
ઓળખાવીને આપે ઉમંગ. ગુરૂ એવા કીજીએ. ૮
મણી દીપ મંદિરમાં મેલીયો,

બારે માસમાં કદી ન બુઝાય,　　　ગુરૂ એવા કીજીએ. ૯
દીલમાં થાયે જ્ઞાનનો દીવડો,
માયા અંધારૂં જોતામાં જાય.　　　ગુરૂ એવા કીજીએ. ૧૦
એક વાર અમૃત ગળે ઉતરે,
મરવાની મટી જાય બીક.　　　ગુરૂ એવા કીજીએ. ૧૧
કાળ કર્મ હવે મને શું કરે,
મારો નાથ ફરે છે નજીક,　　　ગુરૂ એવા કીજીએ. ૧૨
ચઢે બ્રહ્મ ખુમારીની ભાવના,
ટળે લોકડીઆ તણી લાજ,　　　ગુરૂ એવા કીજીએ. ૧૩
દુર માયાનું મંડળ દેખીએ,
રૂદે વાસ કરે રૂપિરાજ.　　　ગુરૂ એવા કીજીએ. ૧૪

## રાગ ધોળ.

નવ અંતર થાય ઉકેલ, જ્ઞાની સદ્ગુરૂ વીના;
ખોટા જાણું નહિ ભવ ખેલ, ન થાય ઉપાશના　　　ટેક.
સાડાત્રણ મણ સુત્ર ધુચાગું તેનો હાથ ન લાગે તાર
શું કરે બુદ્ધિ બાપડીરે, જેના ઘટમાં ઘોર અંધાર　　જ્ઞાની ૧
તે અંધારાં ઉલેચવા, બીજા કરે અનેક ઉપાય;
અનુભવ અર્ક ઉગ્યા વિનારે,કોય કાળે તે અજાગું ન થાય;જ્ઞા.૨
ક્યાં થકી જીવ આવિઓ તેનો, પિંડ મધ્યે ક્યાં વાસ;
પિંડ પડ્યા પછી ક્યાં જશેરે, તેનો કેયે ન કર્યો તપાસ; જ્ઞા ૩
એમ વીચાર વિના ગયારે, ઘણા ઘસતા હાથ,
સદ્ગુરૂ લક્ષ્ય લહ્યા વિનારે, કયમ મળશે ત્રિભુવનાથ; જ્ઞાની ૪
દખણા ન ટુટે તોય વિન, ભુખ ભોજન વિન નવ જાય,

ગુરૂ વિના હરી ના મળેરે, જો કરી લ્યો કોટી ઉપાય. જ્ઞાની ૫
થોડા માંહિ ઘણું કહ્યું પણ, કોય ન બેસે ઘાટ;
છોટમ સજ્જન સમજશેરે, બીજા દુર્જન ભમે બારેવાટ;જ્ઞાની ૬

## રાગ ઉપરનો.

જેને ઉગ્યો છે અનુભવ અર્ક, એવા કોઈ અનુભવી;
તમ રૂપી શગ્યા છે વીતર્ક, કથન શું કથે કવી. ટેક
અનુભવ અર્ક ઉદ્દ હુવો. તે જાણે સારાસાર;
દેહનાં તત્વ તપાસતાં રે,જેને ઉપજ્યોછે વિમળ વિચાર. એવા. ૧
ન્યુનાધિક તે ન્યાય કહે છે, નિંદે નહી લવલેશ;
તત્વ ગણાવે ત્રિલોકનાંરે, એવો અનભવિયાંનો દેશ. એવા. ૨
શબ્દ ઉચ્ચારે સહેજમાં, તેની સાક્ષી પૂરે ગ્રંથ;
પરમેશ્વરને પામવારે, પોતે પ્રગટ બતાવે પંથ. એવા. ૩
સ્વારથ તેને એટલોરે, મુમુક્ષુ મોક્ષે જાય;
અધમ આવેદા નિવારવારે, ઘણા ગ્રંથ કરી ગુણ ગાય. એવા.૪
પુર્ણ પુણ્ય હોય પાછલાં, બહુ જપ તપ યજ્ઞ ને દાન;
અનુભવી ગુરૂ તેને મળેરે, આપે લક્ષ અલૌકીક જ્ઞાન.એવા.૫
બબે લોચન સર્વને, સુરને અધિક એક;
ધાર્મીકને દશ લોચનારે, અનુભવિને નેન અનેક. એવા. ૬
ધર્મ દ્રગવિન આંધળા તે વેષ દેખીને વહાય;
શબ્દ ન પરખે સંતનારે, એને જેમ તાણે ત્યમ જાય. એવા. ૭
ઈશ્વરનું આપ્યું આંખેને, આપે કરે ઉપકાર,
છોટમ એવા પુરૂષનેરે, ધન્ય અવની ઉપર અવતાર એવા. ૮

## સદ્દગુરૂ દેવની આરતી. ૧

જયદેવ જયદેવ જય જય ગુરૂ સ્વામી, (૨)
આરતિ કરિયે પ્રીત્યે, આનંદ મન પામી. જયદેવ. ૧
પાવન કરવા આવ્યા, સેવક ઘર ચાલી; (૨)
સુખરૂપ દરશન દિધાં, દુઃખડાં સહુ ટાળી. જયદેવ, ૨
અધમ મનુષ્ય ઓદ્ધાર, કહાવો દુઃખહરા; (૨)
સદ્દચિદ આનંદરૂપ, પ્રગટ થયા છો ધરા. જયદેવ. ૩
ઉંચ નીચ નહિ મન ભાવ, સમદ્રષ્ટિ ભાળો: (૨)
કોટી જન્મનાં પાતક, નિમિષ્યમાં ટાળો. જયદેવ. ૪
ગુરૂ સમ નહિ હિતકારી જગમાં, પરમારથી પુરા; (૨)
દુષ્ટ સેનને હણવા, સમરથ છો શુરા. જયદેવ. ૫
તમ સમ ભેઠ નથી એ ત્રાતા. વિશ્વ વિષે જોતાં. (૨)
કરજોડી સ્તુતિ કરીએ, ચરણે ચિત પ્રોતાં. જયદેવ. ૬
કૃપા સર્વપર રાખો. સેવક નીજ જાણી; (૨)
અમ સરખા કંઇ તારયા, ભવમાંથી પ્રાણી. જયદેવ. ૭
આરતિયા આરતિ ઓવારે, હરિજન મળી પ્રિતે; (૨)
પુષ્પાંજલી ગુરૂ ચરણે, અરપી શુભ રીતે. જયદેવ. ૮
આરતિ સહુની પુરજો, ગુરૂ દેવાધિ દેવા (૨)
નરસિંહ તતક્ષણ તરિયે, કરતાં ગુરૂ સેવા. જયદેવા. ૯

## સદ્દગુરૂદેવની આરતિ ૨

જયદેવ જયદેવ જય સદ્દગુરૂરાય જય સદ્દગુરૂ રાય; (૨)
સેવાથી સુખ પામે, મન નિરમળ થાય. જયદેવ. ૧
હરિગુરૂ એક સ્વરૂપ, જુદા નવ આંખુ; (૨)

પાપ ટળે ગુણ ગાતાં, ધ્યાન રૂદે રાખું, જયદેવ. ૨
ગુરૂ સેવાનાં ફળ તો, સેવકોને મળશે; (૨)
ઇશ્વર ગણી સેવે તો, પાપ ત્રિવિધિ ટળશે, જયદેવ. ૩
સદ્ગુરૂ નીજ પદ દાતા, ત્રાતા છો સાચા; (૨)
ગુરૂના અવગુણ ભાખે, તે મતિના કાચા. જયદેવ ૪
ગુરૂ સમ ઊંચી વસ્તુ હું, કાંઈ નવ ભાળું; (૨)
શુભ ઇચ્છક મુજ જાણી, સદા વચન પાળું. જયદેવ. ૫
દયા કરી દિન ઉપર, દૂર બુદ્ધિ હરજો; (૨)
જીવ પણું ટાળીને, મુક્ત મુને કરજો. જયદેવ. ૬
દાસ ચરણનો હું છું મુઢ મતિ અજ્ઞાન: (૨)
સ્તુતિ કરવાને સ્વામી, નથી ઝાઝુ ભાન. જયદેવ. ૭
દયાનિધિ હે ઇશ, છો અંતરજામી; (૨)
મુજ અવગુણ ના જોશો, હું પાપી કામી; જયદેવ. ૮
આરતિ ગુરૂની કરતાં, જ્ઞાન હૃદય ઠરંત; (૨)
ગણી સેવક નરસિંહ શિર, પવિત્ર કર ધરજો. જયદેવ. ૯



# હરિજનોનાં નામ.

## સરસપુરમાં

ચાલ હરજીવનદાસ મુળજી

. ત્રીકમલાલ કુબેરદાસ

. મોતીલાલ હરજીવન

. પરશોત્તમ ત્રીકમલાલ

. છગનલાલ દલસુખરામ

. મગનલાલ મોતીરામ

. ઈશ્વરદાસ ગોપાળદાસ

. મગનલાલ ગીરધરદાસ

. મંગળદાસ રણછોડદાસ

. જુગલદાસ વાલજી

. [illegible] રામદાસ

. સુરચંદ છગનદાસ

. [illegible] હવસા

. [illegible]દાસ નાહાનશા

. મગનલાલ છગનલાલ

. જમનાદાસ જેઠારામ

. છગનભાઈ ગગાજી

. દાનભાઈ ગગાજી

. મંગળદાસ જમનાદાસ

. મોહનદાસ નારણદાસ

મણીલાલ મગનલાલ

## શહેરમાં

પં. છગનદાસ આશારામ

મોદી છોટાલાલ ગોકળદાસ

" કેશવલાલ ગોકળદાસ

પં. માધવજી રણછોડદાસ

પં. મુળચંદ શીવરામ

પં. ઈશ્વરદાસ, હીરાચંદ

પં. માધવજી રણછોડદાસ

## બહાર ગામનાં નામ.

ભા. ગોવિંદરામ ત્રીભોવનદાસ

પંડ્યા. કેશવલાલ નાનુરામ

ભા. ગીરધર માનચંદ

પંડિત. ભોળાનાથ શરમા

પટેલ ગોપાળદાસ રામજી

પં. કરસનભાઈ ગીરધરભાઈ

પગી શંકરભાઈ જવુભાઈ

ગોર શંભુનાથ લલ્લુશંકર

ગોર ડાહ્યાલાલ, જેઠારામ

પ. ભગવાન કેશરભાઈ

પ. ઝવેરદાસ કરશન

પ. બાપુલાલ ઝવેર

પ. છોટાલાલ હરજીવન

શા. ભાઈલાલ હરીવલ્લભદાસ



# જાહેર ખબર.

આ અસાર સંસારમાં મનુષ્યા દેહ પામીને પરમેશ્વરને ઓળખીને ઈશ્વર ચિંતવન કરવું એ મનુષ્યનું કર્તવ્ય છે; ભારથ ભૂમિમા સ્ત્રિના દેહ કરતાં પુરૂષના દેહને શાસ્ત્ર કર્તા ઉત્તમોત્તમ માને છે, દેવતાને પણ અતિ દુર્લભ કહેવાય છે. પૂર્વે પુણ્યદાન, જપ, તપ આદિ શુભ કર્મો કરેલાં હોય તોજ આ મનુષ્યા દેહ પ્રાપ્ત થાય છે. કિંતુ શરીર પણ પુણ્ય પાપ કરી ઉત્પન્ન થાય છે. શાસ્ત્ર કર્તાએ સ્ત્રિના દેહનું અનેક પ્રકારે કરીને નિંદન કરેલ છે, તે આપણે અનેક ગ્રંથોમા વાંચીને જાણીએ છીએ. માટે આવા અમૂલ્ય નરદેહ પામીને નિંદ્રા, ભોજન, ભોગ, મૈથુનમાં આશક્ત થઈને વૃથા ગુમાવી દેવો નહીં.

પશુ જાતિમાં નિંદ્રા, ભોજન ભોગ, ભય ને મૈથુન તે સરખુંજ છે, પણ પુરૂષમાં અધિકતા એટલી છે કે જે આત્માનું જ્ઞાન હોય, શુભ કર્મમાં પ્રિતિ હોય, ઈશ્વર સ્મર્ણ હોય, સતસંગત હોય, સ્વધર્મન પાલન કરતા હોય તોજ આ જગતમાં તેનો જન્મ સફળ છે. માટે સજ્જનોને આ પ્રેમવાણી ભજન માળાના ચોથા ભાગમાં ગુરૂભક્તિ, હરિસ્મર્ણ, સત્સંગ મહાત્મ ને આત્મજ્ઞાનનો વિષય છે.

ભાવીકજનોને વંચવા એ તેમણે મંગાવી લેવી. અને તેની કીમત ફક્ત ચાર આના કાગળોની મોંઘવારીને લીધે જુજ રાખવામાં આવી છે માટે સદગ્રહસ્થોને ભારે પડે તેમ નથી. કેમકે ચાર આના તો બજારમાં ફરવા નિકળતાં ચાહાપાણી, પાનસોપારી વિગેરેમાં ઉડી જાય છે. માટે આવા અનર્થમાં વાપર્યાં કરતાં પોતાના હિત અર્થે પરમાર્થમાં વાપરવા તે ઉત્તમ પુરૂષનું લક્ષણ છે.

**ચોપડી મળવાનું ઠેકાણું—પ્રસિદ્ધ કર્તાની પાસેથી.**

**લી. સોમનાથ ભુલાભીદાસ હરિભક્ત.**